## સ્તુતિ

: અનુષ્ટુપ :

स्वर्णवर्णा द्विहस्ताच दक्षिणेनाभयप्रदा
दाडिमीफल संयुक्ता वामे करातरोरम्र ॥
वामपादेन संस्पृष्ट निधिकुंभाधरामता :
सर्वालंकारभूपाढ्या ध्येयासर्वफलप्रदा ॥
तत्त्वार्थ निधि २।५।२

:પૃથ્વી :

સુ બાણુ વસુ રુદ્ર યા, વરસ તેહ પૂર્વે વસી;
'પુરી' પ્રથમ તું બની, મહિ વિશેષ્ય સાણા ધરી.
થતા ક્ષત વસી ફરી, વળી તૃતીય વારે ફરી;
પુરી–જન ઉગારવા, નગર અંક આ મા લઇ.

: સ્રગ્ધરા :

માતા વિશ્વા ધરિત્રી, જગત જગ જમી, ભોમ ભો ભોય પૃથ્વી;
મા સૃષ્ટી ધર્ણિ ધર્તી, ખલક મહિ ધરા, ભોમકા ભૂમિ દેવી.
આ નામો રત્નગર્ભા, તુજ સહુ વસુધા, બોલતા વંદુ મા હું;
વિશ્વે આદર્શ થાજે, મહદ સુખદ છે, માતૃ ભૂ સ્વર્ગશીતુ
—ક. અ ભોજક (લેખક)

: ઊર્મિ :

ધન્ય! પુનિત! તુ મા!, મહિસાને હાથે વસી;
જનનીને જાણુ આમ, स्वर्गादपि गरीयसी
મા! ના આદિ અંત, તો પણ લીલા તેં કરી;
સંવત શતક અગિયાર એંશી પાચે અવતરી
અમર કર્યો તેં મા! રજગણુ ગજમન તેં ધરી;
ખલકે મહિસો ચાવડો, મહિસાના નામે કરી
—ડૉ. રા. ર પટેલ.

" યુરોપના દેશોમા લગભગ શહેરે શહેર 'લોકલ હિસ્ટરી સોસાયટી' હોય છે તે આવી [સ્થાનિક] અનેક બાબતોની સારી તપાસ કરે છે. કોઈ એક વસ્તુની તપાસ તત્કાલ ભલે ફક્ત સ્થાનિક મહત્ત્વ ધરાવતી હોય, પણ લાંબે ગાળે એવા કામોનો સમાહાર રાષ્ટ્રિય અગત્યનો બને છે."

—અધ્યાપક ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા
(બુદ્ધિ. ઓકટો '૫૬)

" દુનિયાના ઇતિહાસ-ભૂગોળ ભણનાર પોતાના પ્રદેશના સ્થાનિક ઇતિહાસ-ભૂગોળથી અજ્ઞાન રહે એ કેવું વિચિત્ર !"

—અધ્યાપક ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
(બુદ્ધિ. એપ્રિલ '૫૭)

શ્રી

# નિવેદન

મહેસાણા જિલ્લાના મુખ્ય સ્થળ અને રેલ્વેના એક કેન્દ્ર સ્થળ એવા ખાસ મહેસાણા માટે અત્યાર પર્યંત કોઈ પુસ્તક નહોતું, તે ખોટ આ પુસ્તકથી પુરાય છે એટલે તેને પ્રસિદ્ધ કરીને નાગરિકો, વિદ્વાનો અને અન્ય જનતા સમક્ષ મૂકતા અમને વિશેષ આનંદ થાય છે

આ પુસ્તકમા મહેસાણાને લગતી પ્રાચીન અને અર્વાચીન બન્ને પ્રકારની વિગતો અપાઈ છે એટલે એ બન્ને દિશામા તે ઉપયોગી છે જો કે તે કઈ દિશામા કેટલુ ઉપયોગી થશે, તે તો તેના નિષ્ણાતો જ કહી શકે, છતા બન્નેય દિશામા ઘણુક ઉપયોગી છે, એમ આ પુસ્તકમા અપાયેલા વિવિધ અનેક ઉલ્લેખો જોતા જણાય છે આ પુસ્તક લેખક યુનિવર્સિટીની કોઈ પદવી પામેલા ભાષાના કે સંશોધન વિષયના કોઇ નિષ્ણાત નથી, છતા એમના સસ્કાર, શ્રમ અને વિશાળ વાચનને કારણે કોઇ નિષ્ણાત વ્યક્તિ જ કરી શકે એમ મુદ્રિત-અમુદ્રિત સાહિત્યના અનેક ઉલ્લેખ શોધી, આ પુસ્તકમા ઠેક ઠેકાણે જે નોધો-પાદનોધો કરી છે તે એક અભિનંદનીય વસ્તુ છે આ પ્રકારનુ પુસ્તક તૈયાર કરવામા નિષ્ણાતોને જે શ્રમ ઉઠાવવો પડે તેથી વધુ શ્રમ સ્વાભાવિક પણે બીજાને કરવો પડે અને તે કરવા લેખકે જાતે પ્રયત્ન કર્યો છે

આ પુસ્તક દ્વારા પ્રાચીન-અર્વાચીન વિગતોનુ સગ્રહન કરી, કાળે કરી લુપ્ત થતી વિગતો જાળવી લેવાઇ છે અને તેમ કરી ઇતિહાસની કડીઓ મેળવવામા ઉપયોગી એવી કડીઓ એકત્ર કરાઇ છે.

ગામની તથા ઇતિહાસની સેવાની ભાવના એ લેખકે આ પુસ્તક પોતાના શ્રમ સમય અને ખર્ચે તૈયાર કરેલુ છે અને તે તેમણે કંઇ પણ પુરસ્કાર લીધા વિના તેના છપાવવાના તથા વેચવાના સર્વ હક્ક સાથે મહેસાણા મ્યુનિસિપાલિટીને સેવાભાવે અર્પણ કરેલુ છે. મહેસાણા મ્યુનિસિપાલિટીએ પણ એજ ભાવના સાથે આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. આશા છે કે મહેસાણાના નાગરિકો અને અન્ય પ્રજાજનો તેનો આદર કરશે અને એમ થતા લેખક અને પ્રકાશક આ બદલ પોતાને ધન્ય માનશે

અંબાલાલ પી. પટેલ.
પ્રમુખ,
મહેસાણા મ્યુનિસિપાલિટી

મહેસાણા.
તા. ૧૭ માહે ઓગસ્ટ ૧૯૫૭

# આમુખ

સ્થાનિક સ્થળને લગતું પુસ્તક માત્ર તે સ્થળનો ભૂતકાળ જાણવાનું કે કેવળ તે સ્થળની માહિતી મેળવવાનું સાધન નથી; વિવિધ સ્થળ-ક્ષેત્રે વિકાસ સાધવાનુંયે સાધન છે. ઇતિહાસ વગેરેની ઘણી વિગતો એક બીજા સ્થળોની પરસ્પર સંકળાયેલી છે, એટલે એક સ્થળની માહિતી જાણવી બીજા સ્થળની વ્યક્તિઓનેય ઉપયોગી છે. ટૂંકામાં આવા પુસ્તકોથી નાગરિક પોતાના સ્થળ વિષે સુપરિચિત રહે, બીજા લોકો માટે ગાઇડ (Guide) ની ગરજ સરે અને ઇતિહાસ-વિદાદિ પુરાતજ્ઞોને સાધન મળે આવા સદ્ઉપયોગ કોઈ અંશે આ પુસ્તકથી સરશે એ આશાએ આ પુસ્તક લખ્યું છે. મહાપંડિત રાહુલજી કહે છે "કોઇ ગ્રંથ 'અંતિમ' નથી હોઈ શકતો; દરેક ગ્રંથનું કાર્ય હવે પછીના સર્જનાર ગ્રંથોના પગથિયારૂપ બનવાનું હોય છે." આ પુસ્તક એ રીતેય કામ આવશે તોયે તે સાર્થક થશે.

સને ૧૯૫૦માં જેનું બી રોપ્યું હતું તે આ પુસ્તક સને ૧૯૫૪થી સતતપણે કરેલા નમ્ર શ્રમનું ફળ છે; અને સંશોધન વિષયથી હું સાવ અજાણ્યો હતો એ અવસ્થાથી શરૂ કરી, સંશોધન ક્ષેત્રના પરિચય પછી સંશોધક દૃષ્ટિ જ્યારે જેવી ખુલી હતી એ અનુસાર તે લખાયેલું છે

આ પુસ્તકમાં ઇતિહાસ-શોધનમાં નિરુપયોગી એવી સૉ-દોઢસૉ વર્ષમાં ઘટેલી કહેવાતી, દ્વેષમૂલક વિગતોને મેં જ સ્થાન આપ્યું નથી. જ્યારે કેટલીક અન્ય વિગતોનો તથા ઇતિહાસનાં પ્રાપ્ત સાધનો પરથી દોરેલી ઇતિહાસ-રેખા વાળા ખંડનો- પુસ્તકનું કદ, રાખવી પડેલી અનિવાર્ય એવી મર્યાદા કરતાં વધી જતું હોવાથી- આમાં સમાવેશ થઇ શકયો નથી તેમ વિશેષ નામોની સૂચીપત્ર આપી શકયો નથી. પરંતુ સંશોધનોપયોગી એક પરિશિષ્ટ આમાં આપ્યું છે.

આઠ-દશ પૃષ્ઠનાં પ્રૂફ પ્રસંગવશાત્ મેં તપાસ્યાં છે ને અપવાદ સિવાય આ પુસ્તકનાં પ્રૂફ આ પુસ્તક છાપનારે તપાસ્યાં છે. પ્રેસને ઉચિત ન્યાય આપવા માટે મારે એ કહેવું જોઇએ કે મુદ્રણગત કેટલીક ભૂલો હસ્ત પ્રતમાં મારા હાથે થયેલી એવી છે. શુદ્ધિ-વૃદ્ધિ અંતે આપી છે.

પાદટીપો પ્રથમ ત્રણ પ્રકારે દર્શાવવા વિચાર હતો, એટલે કેટલીક પાદટીપો માટે મેં 'ફ' સંજ્ઞા યોજી હતી પરંતુ પાદટીપોના પ્રકાર દર્શાવવાનો વિચાર માંડી વાળવા છતાં પ્રથમ લખેલી 'ફ' સંજ્ઞા કાઢવી રહી ગઇ છે, અને તે છપાઈ ગઈ છે, તો તે સંજ્ઞા રદ

સમજવી. કેમ કે ફ' સંજ્ઞા સિવાયની પાદટીપો અવતરણગત નથી. અવતરણગત હોવાની જ્યાં સ્પષ્ટતા કરી છે તે સિવાયની લાઆી પાદલીટી નીચેની બધીજ પાદટીપો અને અન્ય નોંધો મેં દર્શાવેલી છે પૃષ્ઠ ૩૮ ઉપર 'દંગ' શબ્દ અંગેની નોધ ખોટી જગાએ મૂકાઇ છે એટલે તે જૈન ગુર્જર કવિઓ ભા ૨.ના સંપાદકની હોય એમ સમજવા સંભવ છે. પરંતુ આ નોંધ મેં કરેલી છે. અને પાઠકોએ તેને પાદટીપ તરીકે સમજવાની છે. જ્યારે પૃ. ૬૯ ઉપર છપાયેલ ખોટી પાદલીટી નીચેનો ઉલ્લેખ, પ્રકીર્ણ ઉલ્લેખ ૫૭ મો તરીકે સમજવાનો છે.

અવતરણ સારાંશમાં રજૂ કરતા કે અન્ય મારા લખાણમા જરૂર પડતા મેં આવા ( ), આવા [ ] કે કવચિત્ આવા { } કૌસ વાપર્યા છે. એટલે તેમાનુ લખાણ મારું સૂચવેલુ છે. પરંતુ જે અવતરણો અક્ષરશઃ ઉતાર્યાં છે તેમાના આવા ( ) [ ] કૌંસોમાનુ લખાણ મૂળ સંપાદકોનુ છે

દિશાઓ, મહેસાણાના આસપાસના સ્થળ ઉલ્લેખતાં– મ્યુનિસિપલ કચેરી ગામની લગભગ મધ્યમા હોઈ–મ્યુનિસિપલ કચેરીને મધ્ય કલ્પીને નિર્દેશી છે. જ્યારે બાકીના સ્થળોની દિશાઓ પ્રકરણ પ્રમાણે સૂચવી છે

મારું આ વિષય–મર્યાદા બહારનું એવું પહેલું સાહસ છે. એટલે તેમાં ત્રુટિઓ તો હશે જ; સંશોધનાદિ વિવેચના અત્યાર સુધીના અનુભવ પછી કેટલીક દેખાય પણ છે તો સર્વ ત્રુટિઓ સુધારી વાચવા અને પ્રસંગે તે નિવારીશકાય એ અર્થે તે પ્રત્યે ધ્યાન દોરવા સર્વને વિનંતિ છે.

આ પુસ્તક અંગે મને જેમણે જેમણે નાની મોટી જે કાંઈ મદદ–માહિતી, માર્ગદર્શન, પ્રોત્સાહન વા પુસ્તકાદિ સાધન–આપેલ છે કે મારા પત્રોની પહોંચ પણ આપી છે તે સર્વનો, અને જે સાહિત્ય મને ઉપયોગી થયુ છે તેના લેખક પ્રકાશકાદિ તમામ ઘટકોનો હું સહૃદય આભાર માનું છું.

મહેસાણા મ્યુનિસિપાલિટીએ ગામ અને ઇતિહાસ સેવાની ભાવના લક્ષે લઈ આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, જે અન્ય મ્યુનિસિપાલિટીઓ માટે એક આદર્શ દાખલા રૂપ છે. આ બદલ એક નાગરિક તરીકે હું મહેસાણા મ્યુનિસિપાલિટીનો આભારી છુ. 'जयसत्य.'

ભોજક શેરી, મહેસાણા.
૨૪ સિંહ (શ્રાવણ) શાકે ૧૮૭૯
नागपचमी-स्वातंत्र्यदिन

–કનૈયાલાલ અમથાલાલ ભોજક

# સાહિત્ય સૂચી

( પુસ્તક પ્રસિદ્ધ થવાનું વર્ષ ઇસુનું જણાવ્યું છે )

**ગુજરાતી :—**

અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખ સંદોહ સં. આ. જયવિજયજી
અંબિકા યશોગાન લે ક. જયસિંહ દયારામ બ્રહ્મભટ ૧૯૩૨
આપણા કવિઓ ( નરસિંહ યુગ પહેલાના ) ખ. ૧ લે. શ્રી. કે કા. શાસ્ત્રી ૧૯૪૨
આબુ ભા ૨ સં. આ. જયંતવિજયજી ૧૯૩૮
ઇતિહાસની કેડી લે. પ્રો. ડૉ ભો જ. સાંડેસરા ૧૯૪૫
ઇતિહાસ સમેલન નિબંધ સંગ્રહ : ૧૯૪૩નો ૧૯૪૮
ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ સં. શ્રી નાહટાબંધુ ૧૯૩૮
ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૩ સં. આ. વિજયધર્મસૂરિ ૧૯૨૧
ઐતિહાસિક રાસ સંગ્રહ ભા ૪ સં. મુ. વિદ્યાવિજયજી ૧૯૨ૢ
ઐતિહાસિક સજ્જયમાળા ભા. ૧ સં મુ વિદ્યાવિજયજી ૧૯૧૭
કચ્છની પદ્મની અથવા પુ અરો અને રાજે લે. શ્રી ના. વિ ઠક્કુર ૧૯૩૪
કચ્છનો બૃહદ ઇતિહાસ લે. શ્રી જ. જે. નથગાધી ૧૯૨૬
કડી પ્રાન્ત સર્વસંગ્રહ લે. રાવબહાદુર ગો હા. દેશાઇ ૧૯૨૦
કંબોઇ તેનો ઇતિહાસ અને અહેવાલ પ્ર શ્રી. મનમોહન પાર્શ્વનાથ કારખાના કમિટી
કુમારપાળ ચરિત ચરિત્રસુંદરકૃત અનુ શ્રી મ. ન દ્વિવેદી ૧૮૯૯
કુમારપાળ રાજાના રાસનું રહસ્ય પ્ર જૈ. ધ પ્ર સ. ભાવનગર ૧૯૩૪
કૌતકમાળા અને બોધવચન લે રાવસાહેબ ગ. જે. ૧૯૩૯
ગચ્છમત પ્રબંધ લે આ બુદ્ધિસાગરજી ૧૯૦૪
ગુજરાતના કેટલા એક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ લે. ક. દ ડા ૧૯૩૩
ગુજરાતના ઐતિહાસિક લેખો ભા ૨ અને ૩ સં શ્રી. ગિ વ. આચાર્ય ૧૯૩૫-૪૨
ગુજરાતના ઐતિહાસિક સાધનો સં. શ્રી ન વ દ્વિવેદી ૧૯૨૮
ગુજરાતનુ પાટનગર અમદાવાદ લે. શ્રી રત્નમણિરાવ ભીમરાવ ૧૯૨૮
ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ લે. શ્રી દુ. કે શાસ્ત્રી ૧૯૫૩
ગુજરાત સર્વ સંગ્રહ સંક્ષેપક ક. નર્મદાશંકર લાલશંકર ૧૮૮૭
ગુજરાત સાહિત્ય સભા કાર્યવાહી સને ૧૯૪૨-૪૩ની
ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ સ. પંડિત બેચરદાસ જી. દોશી, ૧૯૪૩

ગુજરાતી સાહિત્ય પરિષદ્ નવમી દશમીનો અહેવાલ
ગુજરાતી હાથ પ્રતોની સંકલિત યાદી સં કે કા. શાસ્ત્રી ૧૯૩૯
ચાપોત્કટ કાવ્ય (બીજી ને ત્રીજી આવૃત્તિ) લે ક. હરજીવન કુબેરજી
ચાવડા ચરિત્ર (ચાપોત્કટ કાવ્યની પહેલી આવૃત્તિ) ૧૯૨૨
જનસત્તા (દૈનિક પત્ર) તા ૨૪-૫-૫૪નું.
જૈન આગમ સાહિત્યમાં ગુજરાત લે. ડૉ ભો. જ. સાંડેસરા ૧૯૫૨
જૈન ઇતિહાસ (મણકો ત્રીજો) પ્ર જૈ. ધ પ્ર. વ પાલિતાણા ૧૯૦૩
જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્ય સંચય સં મુ જિનવિજયજી ૧૯૨૬
જૈન ઐતિહાસિક રાસમાળા ભા. ૧ સં. શ્રી મો. દ દેશાઇ ૧૯૧૩
જૈન ગુર્જર કવિઓ ભા. ૧, ૨, ૩/૧, ૩/૨ સં. શ્રી. મો દ. દેશાઇ
જૈન તીર્થ સર્વ સંગ્રહ ભા ૧, ખં ૧, પ્ર આણંદજી કલ્યાણજી ૧૯૫૩
જૈન ધર્મની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિ લે આ. બુદ્ધિસાગરજી ૧૯૨૮
જૈન ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ ભા ૧, ૨ સં આ બુદ્ધિસાગરજી ૧૯૧૭
જૈન શ્વેતામ્બર મંદિરાવલિ ભા ૧ પ્ર શ્રી જૈ. શ્વે. કૉ. મુંબઇ ૧૯૦૭
જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ લે. શ્રી મો. દ. દેશાઇ ૧૯૩૩
તપાગચ્છ પટ્ટાવલિ સં. મુ. કલ્યાણવિજયજી ૧૯૪
ત્રણ પ્રાચીન ગુજરાતી કૃતિઓ સં. ડૉ. કુ. શાર્લોટ ક્રાઉઝે ૧૯૫૧
પંચ દંડની વાર્તા (નરપતિ કૃત) સં શ્રી શં. છ. રાવલ ૧૯૩૪
પાટણ ચૈત્ય પરિપાટી સં. મુ કલ્યાણવિજયજી ૧૯૨૬
પાલણપુર રાજ્યનો ઇતિહાસ લે. તાલેમહમદખાન ૧૯૧૩
પાવાગઢથી વડોદરામાં પ્રગટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ સં. પં. લા. ભ. ગાંધી ૧૯૪૧
પુરાણોમાં ગુજરાત સં. પ્રો. ઉ જે. જોષી ૧૯૪૬
પુરાતન પ્રભાક્ષેત્ર લે ગ. જે. શાસ્ત્રી ૧૯૩૮
પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ લે. અને પ્ર. શ્રી મણિલાલ ન્યાલચંદ ૧૯૨૩
પ્રભાવક ચરિત પ્ર શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર ૧૯૩૧
પ્રશસ્તિસંગ્રહ પ્ર. દેશવિરતિ ધર્મારાધક સમાજ ૧૯૩૭
પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૨ સં. મુ. જિનવિજયજી ૧૯૨૧
પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભા. ૧ સં. આ. વિજયધર્મસૂરિ ૧૯૨૨
પ્રાચીન લેખ સંગ્રહ ભા. ૧ (આ. વિજયધર્મસંગ્રહિત) સં. મુ. વિદ્યા વિજયજી ૧૯૨૯
ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ ગ્રંથ પ્ર શ્રી ફા. ગુ. સભા, મુંબઇ ૧૯૪૦
મહીકાંઠા ડિરેક્ટરી લે. મા દામોદર રેવાદાસ શાહ પ્રથમાવૃત્તિ ૧૯૦૫
મહેસાણા જિલ્લાની આર્થિક તેમજ સામાજિક તપાસ પ્ર. શ્રૂ. સં. મં. મુંબઈ ૧૯૫૫
મારો જિલ્લો મહેસાણા સં. 'ઇન્દુ' ૧૯૫૫

મિરાતે અહમદી વૉ. ૨, ખં. ૧ અનુ. દીવાન બહાદુર કૃ. મો. ઝવેરી ૧૯૩૩
મૈત્રકકાલીન ગુજરાત ભા ૧ સં. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી ૧૯૫૫
યતીન્દ્રવિહાર દિગ્દર્શન ભા. ૩ લે. મુ યતીન્દ્રવિજયજી ૧૯૩૪
રાજસ્થાનનો ઇતિહાસ ગ્રં. ૧ પ્ર. સં. સ. સા. વ. કા. અમદાવાદ ૧૯૨૫
રાસમાળા ભા. ૧ અને ૨ ફાર્બસકૃત અનુ. શ્રી રણછોડભાઇ ઉદયરામ
વડોદરા ગર્જ્ય ડીરેક્ટરી લે. શ્રી. મં સો પાઠક ૧૯૩૯
વડોદરા રાજ્યના રાજ્યકર્તાઓ અનુ. શ્રી ઈ. ઈ. મશરૂવાળા ૧૯૦૫
વિજાપુર બૃહદ્ વૃત્તાંત લે .આ. બુદ્ધિસાગરજી ૧૯૨૫
વિમળપ્રબંધ (સં. ૧૫૬૮ મા રચાયેલ) સં. શ્રી. મં. ખ. વ્યાસ ૧૯૧૪
વિસનગર લે. શેઠ મહાસુખભાઇ ચુ શાહ ૧૯૨૫ અને ૧૯૪૨
વિસનગરનીકલા લે પ્રો જિતેન્દ્ર દવે. ૧૯૫૦
શંખેશ્વર મહાતીર્થ લે. આ. જયંતવિજયજી ૧૯૪૭
શ્રી પટ્ટાવલી સમુચ્ચય ભા. ૧ સં મુ. દર્શન વિજયજી ૧૯૩૩
શ્રી વિવિધ પક્ષ (અંચલ) ગચ્છીય, મોટી પટ્ટાવલિ પ્ર. જામનગર ૧૯૨૯
સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમા મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ
સં. રા ચુ મોદી ૧૯૪૨
સીધાંચઢાંણુ ભા. ૧ લે. સાક્ષરવર્ય ક. મા. મુનશી ૧૯૩૯
સુખ સાગર ગુરૂગીતા લે. આ બુદ્ધિસાગરજી, ૧૯૧૬

हिन्दीः—

औरंगजेबनामा भा. १ और २ अनु. श्री देवीप्रसादजी १९०९-१०
महाजन वंश मुक्तावली ले. उपाध्याय रामलालजी गणि १९१०
युगप्रधान श्री जिनदत्त सूरि सं. श्री नाहटा बन्धु १९४७
श्री दिगम्बर जैन शास्त्र भन्डार आमेर (जयपुर) ग्रंथसूची भा-१ १९४९

संस्कृत.—

प्रभावक चरित सं. पं. हीरानन्द शम्र्मा प्र. निर्णयसागर प्रेस
मुम्बई १९ ९
प्रभावक चरित सं. मु. जिनविजयजी प्र सिंघी जैन ग्रंथमाला १९४०
भानुचन्द्र गणि चरित प्र सिंघी जैन ग्रंथमाला १९४१
लेखपद्धति प्र. प्राच्यविद्या मन्दिर वडोदरा १९२५
विज्ञप्ति त्रिवेणी सं. मु. जिनविजयजी १९१६

ENGLISH:—

Bombay Gazetteer (Baroda) Yol. 7 1883
Directory of Public Trusts Mehsana District 1955
Gazetteer of the Baroda state Vol 2 By G. H. Desai 1923

# અનુક્રમણિકા

# ખંડ પહેલો : મહેસાણા પ્રાચીન

## ઇતિહાસનાં સાધનો

### ૧ શ્રી તોરણવાળી માતાનો ગરબો[૧]

પ્રતિ નવરાત્રિએ મહેસાણામાં થતી દરેક માંડવીઓમાં, મોટા
ભાગે બહુચર માતાની જુની માંડવીમાં, મહેસાણામાં શ્રી તોરણવાળી
માતાનો આ ગરબો ગવાય છે તેમાં મહેસાણા વસવા વિષેની વિગત
આપેલી છે. આ ગરબાની નકલો બહુચર માતાની માંડવીની ગરબાની
લખિત ચોપડીઓમાં (જેમાં ચોપડા પણ છે) અને અન્યત્ર[૨] પણ
ઉતારેલી છે. બહુચર માતાની માંડવીની નકલો પૈકી એક નકલ
પર કોઈ અમલદારે, મેસાણા ગભાણના દાવા કામે[૩] આ ગરબાની

---

૧ આ ગરબામાંની વિગતો પ્રત્યે લોક શ્રદ્ધા વધુ છે. આ
ગરબાથી નામ સામ્ય ધરાવતો ઉદેરામ કૃત તારણી માતાનો ગરબો
જે અપ્રસિદ્ધ છે (જુઓ ગુજરાતી હાથ પ્રતોની સંકલિત યાદી
૧૨) તેને આ ગરબા સાથે સરખાવી જોવા સંશોધકોએ તપાસવો.

૨ જાણવા પ્રમાણે વહીવંચા શ્રી રેવાશંકર શંકરજી બારોટ
મહેસાણા પાસે અને જોયા પ્રમાણે અહીંની અંબિકા માતાની માંડવી
એ તથા શ્રી રસિકલાલ બાપુલાલ ભોજક મહેસાણા પાસે જેમાં
અંબિકા માતાની માંડવીની નકલ, ગરબો, જેને મોઢે હોય તેવા પાસેથી
સાંભળીને ઉતારેલી છે. જ્યારે શ્રી ર. બા. ભોજક પાસેની નકલ ૧ થી
૬ કડી સુધીની છે.

નકલ લીધા બદલની સહી કરેલી છે. સહી ઝાખી થયેલી હોઇ ઉકલતી નથી. પણ સહી કર્યાની નંખાયેલી તારીખ થોડીક ઉકલે એવી છે. એ જોતાં તે નકલ સને ૧૯૦૭ના મે માસમાં લેવાઇ હોય એમ લાગે છે, ગરબાની જેવા મળેલી નકલોનું લખાણ અશુદ્ધ છે અને ગરબાની રચના ગુંથણીની દૃષ્ટિએ ક્લિષ્ટ છે. વળી આ બધી નકલો એક સાથે જોવા નથી મળી એટલે ગરબો જેવો ઉકેલી શકયો છુ તેવો આલેખ્યો છે તેમાં ભાવ ન સમજાય એવા શબ્દો ફેરવ્યા નથી પણ છેક ગામઠી આલેખન ઇતિહાસને વાધો ન આવે તે રીતે થોડંક સુધાર્યુ છે અને ૧૪૪ કડીના આ ગરબાની પ્રત્યેક કડીના અંતે આવતો ' રે તોરણવાળી તોતલા '[૪] ની માંડવીની નકલના આધારે ઉતારેલો આ ગરબો આ પ્રમાણે છેઃ—

## અથગામ મેસાણામાં તોરણવાળી માતાનો
## ગરબો

ગણપતિ ગૌરિ તંન તમો દાતા મને બુદ્ધિ આપો સરસ્વતી માતા ૧
આધ્ય અંત મધ્ય ઉત્પત્તિ ઓચરૂં, વિધિ વિવેક કરી વિસ્તરૂં ૨
પુર મેસાણુ વડું તે કેઇ પેર, કુણ અધિપતિ પરગણું કુને ઘેર ૩
તોરણવાળી નામ પડચું તે બતાઉં, ગ્રંથ ગરબે કરી ગુણ માના ગાઉં ૪
પ્રથમ પૂરવ દેશનો પ્રતિપાળ, જાદવ વંશના હતા તે બેઉ બાળ ૫
દેશવટો દીધો રાય ચન્દ્રહાસે, કુંવર પધારો તમો વનવાસ ૬
જાદવ હંસરાય ચન્દ્રસેન નામ. દેશવટો થયો મથુરા[૧] ગામ ૭

૩ વડોદરા રાજ્ય અને વરસોડા રાજ્ય વચ્ચે મહેસાણાની સરહદ અંગે વાંધો પડયો હતો, એમ કહેવાય છે કદાચ આ અંગે ઉકત દાવો ચાલ્યો હોય !

૪ તોતળા ભવાની નામની પોળ અને તે નામની દેવીનું સ્થાનક અમદાવાદમાં પણ છે. 'તોતળા' શબ્દ તુલજા ભવાની કે કયારેક બહુચર માતાને ઉદ્દેશીને વપરાતો માલમ પડે છે જુઓ શુ. પા અ. પ્ર. ૬૬૯.

૧ ઈ. સ. લગભગ ૫૦ સુધી મથુરામાં ઘણું કરી યાદવોનું રાજ્ય અને કૃષ્ણ ભક્તિ ચાલુ હતાં. પછી શકોનું રાજ્ય અને સાથે જૈન ધર્મ આવ્યો. મથુરામાં જૈન ધર્મના જોરની શરૂઆત કદાચ પહેલાં ૫૦-૧૦૦ વર્ષથી થઈ હોય. (જુઓ, ગુજરાતી સાહિત્ય પરિષદ ૯-૧૦નો અહેવાલ)

અધિક આહિર તણા છે ઉચાળા, સાથે ઉબડ[૨] વાણિયા પ્રતિપાળ ૮
પૂરવ દેશથી પશ્ચિમ કીધૂં માન, અઢાર ભાર[૩] તરૂ પીલ્યું છે વંન ૯
કીધું મુકામ પડી છે રાત જયારે, શિવે સુપતું આવ્યું તે કારે ૧૦
હવેલે સમુદ્ર શેખરનું છે ધામ[૪] મારા નામનું વસાઓ તમે ગામ ૧૧
સંવત પંચ અડતાલી થયો જયારે, પાટણ હવેલે સમુદ્ર પડયુ ત્યારે ૧૨
નગ્રવાસી રાએ ફેરવી દવાઇ, પ્રજાપાલે પ્રિતે બન્યો ભાઇ ૧૩
કરૂં વરણાવ તો નાવેપાર સર્વ સંક્ષેપે કહ્યું તો છે અપાર ૧૪
પૂરવ જનમનાં મળ્યાં છે રાય પાપ, વિપ્ર તણો થયો છે રાયને આપ ૧૫
પ્રસ ત્રીસ ત્રણ ગજ જયારે કીધ, કનુજ ગઢના રાજાએ રાજ કીધું ૧૬
વજેચંદ છે રાજાનું મહાનામ, તેણે ઉજડ કર્યું છે પાટણ ગામ ૧૭
નગ્ર ઉજડ થયું ને નાઠા લોક, કરે વિચાર રૂદયમાં ધરે શોક ૧૮
હુબડ[૫] વીરચંદ ધમલ[૬] આહીર, તેણે હૃદયમા ધારી છે ધારણ ધીર ૧૯
ગોઢવાસીએ[૭] રહીએ એક કામ. ગોઢવાસી કીધું વીરપગ ગામ ૨૦

---

૨ હુંબડ જૈનો ગુજરાત મેવાડમાં ૧૦મા ૧૧મા સૈકામાં કર્ણાટક તેલાંગમાથી આવ્યા છે. એવી કિવદંતી છે (જુઓ, વિ. જુ દ્ પૃ. ૧૯) હુંબડો, જૈનોના બન્ને સંપ્રદાય દિગમ્બર શ્વેતાંબરમાં હોય છે.

૩ 'ભાર અઢાર વનસ્પતિ જિહાં વાગવગીચે ફૂલેજી" (જુઓ ઐતિહાસિક સજ્ઝાયમાળા ભા ૧, પૃ. ૮૧)

૪ 'શેખર'ના સ્થાને 'શંકર' અને 'ધામ'ના સ્થાને 'નામ' એવો પાઠ પણ વંચાય છે ( સમુદ્રશેખર એટલે ચન્દ્ર ? )

૫ સરખાઓ : સં. ૧૨૯૮ના તરસંગમા (તારંગા) નો રાજા મહેપાળનો કારભારી હુબડ વાણિયો વીરચંદ હતો. જુઓ, ગુ. કે ઐ. પ્ર અ વા પૃ. ૨૦૩ પરંતુ અન્ય ઉલ્લેખોમાં આ રાજાનો સમય જુદો જણાવ્યો છે. જુઓ 'પુરાતન પ્રબ્રક્ષેત્ર' પૃ ૧૦૨ તથા ગુજરાત સાહિત્ય સભા કાર્યવાહી અને ૧૯૪૨/૪૩ ધર્મારણ્ય અને બ્રહ્મક્ષેત્ર'

૬ સરખાઓ : ધુમલ સોલંકી સિદ્ધરાજના સમયમાં થયો હતો. એણે વીરપર ગામ જીતી લીધેલું કે જે ગામ તેના પૂર્વજોનું હતું. (જુઓ ગુજરાત સર્વ સંગ્રહ વીરપુરની વિશેષ વિગત માટે જુઓ રાસમાળા ભા. ૧ પૃ ૧૪૫ પાદટીપ.

૭ સરખાઓ : મૂળરાજ પહેલાના વખતમાં રાષ્ટ્રકુટ રાજા ધવલ ગોડવાડનો રાજા હતો. (જુઓ. ગુ મ રા ઇ. પૃ ૧૭૨) જયાર ભીમદેવ બીજાના વખતમાં તેના સામંત ચૌહાણ ધાંધલદેવનું ગોડવાડ જિલ્લામાં રાજય હતું (જુઓ, ગુ મ. રા. ઇ પૃ. ૪૨૧)' મરૂધરને ગુજ્જર ધરાર રે, વલી વાગડ ને ગોઢવાડ રે' (જુઓ. જૈન ઐતિહાસિક ગુજરાત કાવ્ય સંચય પૃ. ૪૨.

હતે હે સમુદ્રથી જોજન ચાર, વનવાસો રહ્યાં કરી તેને ઠામ ૨૧
સંવત પંચને એકાસીઓ વ્રસ, માસ ચઈતર સુદ સપ્તમી સરસ ૨૨
તોરણુ બાંધ્યું શુભ મુરત સવાર, હરખ્યાં નરનારી વરણુ અઢાર ૨૩
પ્રજાપાલે વીરચંદ ઋષિરાય, આહીર ધમલ કરે છે પટલાઇ ૨૪
વરણુ અઢારે આવી કીધો વાસ, કેલકારી કીધાં મંદિર આવાસ ૨૫
કીધી હવેલી કનક શોભાકારી, ભમર ગોખ ને ચોરાશી છે બારી ૨૬
મેં'લ મેડીયે થાય છે નાટારંભ મણિ જડિત પ્રવાલાના થાંભ ૨૭
હિંડોલાખાટ સખી સાથ સહુ હીંચે, કિંકરી હોર હાથદોરી ત્યા ખીંચે ૨૮
શિયલવંત રહે લોક વિષ્ણુજન, ધર્મપાળે સહુ પવિત્ર મન ૨૯
ગોબ્રાહ્મણુ તણી તે કરે વાર, સાધુ જનને કરે છે નમસ્કાર ૩૦
પ્રતિવંતાપણું પાળે સર્વ નાર, પતિ આરી લોપે ન લગાર ૩૧
વેદે વાણી વદે વિપ્રના કુમાર, હોમ હવન કરે 'ચંડી'ના ઉચ્ચાર ૩૨
પંચ વીસ ગોલા રાણા તણા ઘર. એકાંતે વાસથી કે'વાય ગોલા પર ૩૩
ઘર સાતસેં ઉખડ કેરા જાણુ, કંસારા ચારસે બાવન પ્રમાણુ ૩૪
નાગર બ્રાહ્મણ રહે છે સાથ સર્વે, અજાચક[1] ના હોડ કોને હાથ ૩૫
આહીર લોક વસે વરણુ અઢાર. બાવન કોળીઓના કેવા હજાર ૩૬
દક્ષિણુ દિશાએ કરાવી એક વાવ, ધમલ આહીરે કરાવ્યું એક તળાવ ૩૭
તલાવ અધુરૂં પુરૂં નવ થીયું, પછે[2] ચાવડે ખોદાવી પુરૂં કીધું ૩૮
હજાર ગણુ જે આ સર્વે છે લોક, હૃદય માંહે નવ ધરે કોઇ શોક ૩૯
લાલા કોલીને હતા સાત ભ્રાત, એકાંતે બેસીને કરે તેહવી વાત ૪૦
જગા ! વારતારમાં વાસી એક ગામ, બાપ દાદા તણું રાખીએ નામ ૪૧
સાત ભાગ થઇ બેમાં કીધાં ઘર, ગ્રામ નામ તિહાં વડું લાલપર[3] ૪૨
સાત વાર નવગ્રહ ગ્રસ દિન, ગ્રારેલા વાણિયા વસ્યા માન્યુ મંન ૪૩
કોલી મેવાસી થઇને કરે જોર, મારગ પાડે ગામ લુંટે ભારે ચોર ૪૪
વાટેઘાટે આળ કરે વણુ વાંકે, જોરાવર થઇ ચાલે આડે આંક ૪૫
લાજ લોપે ઘણાં કરે કુડાં કામ. તેહ તણું લેવાય નહિ નામ ૪૬
લોક અકળાયું ઘણું શાહુકાર, કીને કીજિએ કરે કુણુ વાર ૪૭

૧. નાગરોની એક અટક ૨ 'મેરે' પણ વંચાય છે.
૩. આ ઉલ્લેખ જોઇ કોઇક. મહેસાણા લાલપરની જગાએ વસ્યું હોવાનું માને છે પણ લાલપર. સિદ્ધપુર પાસેનું એક ગામ છે. જુઓ પ્રકીર્ણ માહિતીઓવાળું પ્રકરણુ ઉલ્લેખ ૧૫મો તથા હસ્ત પ્રનોલ્લેખ ૧૮ મો

મુખી કોળીઓનો દીતોજી[૪] કહેવાય, સર્વ મળી લોક તેની પાસ જાય ૪૮
લોક નાઠાં ઉજડ થાશે ગામ, લાજ લોપે નવ રહ્યાનું મુકામ ૪૯
ઘણા કોપથી મુખી બોલ્યા વાણુ, તારા ભાને કર જઈ જાણુ ૫૦
ગામ મળીને કરે છે વિચાર, પાટણનો રાય સોલંકી કુમાર ૫૧
જાણુ કરતાં રાજા કોણુ ચડશે, અસુર સાથ લડાઇ કોણુ લડશે ૫૨
સંવત દશ ત્રીસ ઓણુ ૧ હંસ તંન, પાટણુ મૂકી, ગયા અંબોડે[૨] તેદિન
લોક રાંડ કરી અંબોડ કરી ફરીયાદ, કોળી સાથે થયો વાદવિવાદ ૫૪
લોક નાઠી છૂટયાં કોળીઓની બીકે, ઝાઝું કેંવાનું નથી તે અધિકે ૫૫
મેહે ચાવડે તરત વાત જાણી, ક્રોધવંત થઇ બોલ્યો મુખ વાણી ૫૬
ચખચોલ થઈ મુછ કર ધરીઓ, ક્રોધ ઝાળે પગથી શિષ ભરીઓ ૫૭
કરે હુકમ લડાઈની તીયારી, તોગી પાખી સૌ ચઢા છે અસવારી ૫૮
નિશાન ફરકનું મુકી જરિયાન, પરિવરવા તણા લાગ્યા ધ્યાન ૫૯
ચઢયા ચાવડા હજાર ત્રણે પૂરા, બીજા રજપૂત દવાલી[૩] બધા શૂરા ૬૦
ચાર હજાર ચઢી છે ફોજ ગૂર, વાજે વાજિંત્ર છત્રી રાગ તુર ૬૧
ઘોર શબ્દ થયા ઘુઘવે ગગન, કાયર થાય થીર[૪] ને તેવું થાય મંન ૬૨
ગજ વાહને મેઠો ચઢયા સુજાણુ, છડીદાર બોલે મુખ શુભ વાણુ ૬૩
લીધી તોપ બંદુક કોકે બાણુ, કોળીઓના લેવા તેહ પ્રાણુ ૬૪
વાગે દુંદુભિ થયા અસવાર, જુધ્ધે ચઢયા હવે ક્ષત્રિયના કુમાર ૬૫
ચારે કોરથી પાડયો છે ફોજે ઘેર, ચાક ચડી પૃથ્વી તે ફરે ફેર ૬૬

---

૪ સરખાઓ : વિઠ્ઠલવાડમાં દેદવિમલ ચૌહાણના સાત ભાઇઓની ઠકરાત હતી (જુઓ ગુ. કે. અ. પ્ર. અ વા અને ચા. કા.) गुजरात देशमे हीडोजी नामका एक खीची राजपूतोंका संगलिये धाडा मारता था। गुजरातका राजा सिद्धराज जयसिंघने ये घात सुनी तब इसको पकडने कोई कोई योद्धार भेजें मगर काबूमें नही आया.. हीडोजीको सिद्धराजने सेनापति बणायकर ४८ गामका पता दिया। हीडोजीको पुत्र सुजाजीने राजा कुमारपालके कोठारका काम किया ( महाजन वंश मुक्तावली पृ. १९-२०।

૧. આ નામ ભોયણદે ચાવડાનુ છે કે ગરબામા જણાવેલ હંસના પુત્રનું છે ? —ક

૨. વિજાપુર તાલુકામાંનું એક ગામ ઉત્તર ગુજરાતમાં.

૩. દધાલા મારવાડનું એક ગામ છે એટલે મૂળ આ ગામના વતની હોય. એવા, મારવાડી સૈનિકો ને હોય, એમ લાગે છે—ક ૪. સ્થિર ૫ ઘેરો

કરી હાક ને ઉડયા છે ભડ કોળી કર્યા કેસરિયા ને ફોજ પાછી ફરી[૬] ૬૭
વાગી હાક ને થયો છે હાહાકાર ઉડયા જુદ્ધાને કરે છે માર માર ૬૮
ગોળા ઉછળે તો પાણી મચે હાલી, છુટવા કોક ખાણુ પાવકે પ્રજાળી ૬૯
ઝબુકે વીજળી તરવાર મચેરીસ તુટે મલ્લ ને નાસી ના આપે પીઠ ૭૦
પડયુ ભંગાણુ કોળીમા થઇ ભેળ નાઠા દોદિશે તે કાયરોની જેમ ૭૧
પડી લોથ તુંગે છેગા આખ્યા ઢાળી મેદે ચાવડે વીરપર નાખ્યુ બાળી[૭] ૭૨
રણ ક્ષેત્રમા ચઢયો છે મહાધીર માગ દવાલી શહીદ થયા પીર ૭૩
કીધા પન્દરસે કોળી ચકચુર જીત્યા ચાવડા વજાડી રણતુર ૭૪
રાજા કહે છે વસાઓ અહી ગામ નગ્ર વસાવીએ રાખીએ સાર નામ ૭૫
તે સમે ચાપાનેરમા મહાજન મહાકાલી કેરૂ થયુ છે સપન[૧] ૭૬
ઓત્રાવા[૨]ખુણુ જોજન પાત્રીસ[૩], ત્યા જાય તોરણુ બધાશે તે દિશ[૪] ૭૭
થયા તૈયાર પટુવા[૫] ગુણુવાન શેખ વહોરા સાથે તેડયા મુસલમાન ૭૮
વીસા શ્રીમાળીની વારતાર અકલવંત હુશિયાર ૭૯
દિસાવાલ ગાધી સાહસે સુજાણુ વોરા વાણિયા તે હિન્દુ પરમાણુ ૮૦
કુલવંત પાચ શેઠ છે રાજન મેહાચાવડા પાસે આવ્યુ મહાજન ૮૧
આગેવાન થઇ કાલકા માય, ચાપાનેરથી પધાર્યાં આય ૮૨
સવંત અગિયાર પચાસીની સાલ તોરણુ બાધ્યુ પશ્ચિમદિશે તહા ૮૩
પાવાગઢની હતી જે મહાકાળી,[૬] તોરણુ બાધ્યુ નામે તોરણુ વાળી ૮૪
મેહાચાવડા તણુ તે રાખ્યુ નામ, તેના નામથી મેસાણુા ગામ ૮૫
રાજગઢ તણા કર્યા છે મહેલ, મંદિર માળિયા ને કર્યો રંગ મહેલ ૮૬
મે'રાવ જેનો ધણી છે રાજન જમી શેઠની હુકમ છે રાજન ૮૭
પછી વસ્યુ બીજું વર્ણુ તેની વારે અરેલા વાણિયા વસ્યા ત્યારે ૮૮
બ્રાહ્મણુ અંબાસણુા[૭] જાની કહેવાય, તે તો ચાવડાના ગોર થાય ૮૯

૬ પાછી વાળી ૭ એક પ્રતમા વાળી વંચાય છે.
૧ સ્વપ્નું ૨ ઉત્તર દિશા તરફ ૩ એક નકલમા પચાસ યા પચીસ યોજન વંચાય છે અને યોજન એટલે ૪ાા માઇલ તે માટે જુઓ સ૦ ૬૦ કા૦ ચ૦ ગુ૦ સા૦ સ્થિ૦ પૃ ૪૨
૪ દિશા ૫ વાણિયાની એક જાત, પરવા ૬ અંબાસણુ ગામના
૬ પાવાગઢ (પાવકગિરિ)ની કાલિકા દેવીને ચાપાનેર ચંપકદુર્ગ ની કાલિકાદેવી તરીકે કેમ સંબોધવામા આવે છે અને કાલિકાદેવીનુંજ પર્યાય નામ મહાકાળી છે જુઓ પં લા. બ ગાધી સંગ્રહિત 'પાવાગઢથી વડોદરામા પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ' પૃ ૧૩ મહાકાળીની વિશેષ માહિતી માટે જુઓ સદર પુસ્તક પૃ ૧૩ થી ૧૮
૭ ઉત્તર ગુજરાત ।। વિજાપુર તાલુકામા અંબાસણુ ગામ છે પ્રાય તે ગામ ।।

બ્રાહ્મપુર તે કે'વાય સિદ્ધપુર, જજુરવેદી ત્રિ-પરવરા ઠાકર ૯૦
વિપ્ર યજુર્વેદી સંપ્રદાયના, તેના સખી મણિયારી મહેતા ૯૧

અઢાર વર્ણ વસ્તુ જૂજવી જે નાત, પોતાની નાતમા કે'વાય જાતભાત ૯૨
વસ્તુ શહેર અતિ શોભા તેની સારી, પાચ દરવાજા છટ્ટી બારી ૯૩
નવુ પાધર કહેવાય ભોમ્યનુ ઘી, તલાવથી આથમણુ કસ્બા સુધી ૯૪
સાત હજાર આશરે ઘર ગામ, દવાઇ ફરે ચાવડાની મેહો નામ ૯૫
ગામ ચોરાસી ઘેરીને ઘેર કીધા, બ્રાહ્મણભાટને ભૂમિના દાન દીધા ૯૬
તેના વંશમા વછરાજજી નામ, તેણે જઇ વસાવ્યુ વરમોડા ગામ ૯૭

દિલ્હી ઔરંગઝેબ તણો છે મુગટ, ખયણી[1] લેવા આવ્યો મુદગલ મલ+ ૯૮
મલેચ્છ રાજ થયું છે. વેવાદફી[6] જમે ચૂકવી લે છે અમદાવાદ ૯૯

સંવત સત્તર ત્રેપનનો વર્ષ દિન, શેર બુલદે વિચાર્યું તહા મંન ૧૦૦
ચઢયો મેસાણા ઉપર મહા દુષ્ટ સિંહરૂપી, ભૂજા દંડ તન પુષ્ટ ૧૦૧
ખટવર્ણ પીડવા મહા માડયુ, જજિયા વેરો લેવા સારૂં ધર્મ છાડયુ ૧૦૨

બ્રાહ્મણ ભાટ ને લંઘાવા દિન ત્રણ, ભયા વ્યાસે વિચાર્યું પછી મન ૧૦૩
લક્ષ્મીગામ તણો છે સુત શૂરો જાત ભાત નાત ચારે પખે[2] પૂરો ૧૦૪

ચન્દુ માણિયા[3] વ્યાસ તે કે'વાય ત્રિ-પરવરી જજુરવેદી થાય ૧૦૫
ચાર માગર સતાની પડી ચોટ, રૂપ[4] ખડકી બેઠા છે તે ચત્રોક ૧૦૬
મંત્ર વેદના ગાયત્રી મુખ બોલે, ઋષિ ન આવે ભયા વ્યાસ કેરે તોલે ૧૦૭
કીધું ભજન વિભૂત ધારણ કીધી પેઢી ઇકોતર તરત તારી દીધી ૧૦૮
કરી હાકને તેલીયો[5] અગ્ગો પહેર્યો, અગ્નિ ઝાલે બન્યો છે લાલ ચહેરો ૧૦૯
અગ્નિ ધૂધવે જ્વાલા ચાલે ત્યાહે, હરહર કરી બેઠા ઝુંપ માહે ૧૧૦
લેવા આવ્યા માહેશ પુરી પ્રિત, નંદી વાહને ગૌરી જે સહિત ૧૧૧
પચ વદન ભુજા દશ રાય ભયા વ્યાસને બેસાર્યા વિમાન ૧૧૨
ગયા કૈલાશે પુષ્પના કંઠે હાર, ભયા વ્યાસનો બોલો જેજેકાર ૧૧૩
નાઠો અસુર પ્રાશ્ચિત શિર લીવું, જજિયા વેરો માફ કરી સારૂં કીધું ૧૧૪
આધ અંતથી દીત માલતા (?) થાય વિપ્ર ગરબો કવી ગુણ માના ગાય ૧૧૫
જૂદી માડવી થઇ તે પડયો વાદ ભયા વ્યાસ પાસે માડવી તે યાદ ૧૧૬
યોગ સમસ્તની માડવી કે'વાય. વચ્ચે કે 'વખાણી વર્ણાવ તેનો થાય ૧૧૭
સંવત ૧૯૩૫નુ વરસ સાધુ રણછોડ કલ્યાણદાસ સવે મેરો ?) ૧૧૮
પછી કર્યો છે માડવીનો આરંભ કનક રગ જે પરવાળા જેવા થામ્ભ ૧૧૯
માહે કોરણી કોરી છે ભર્યો રંગ, ઉપર શાર્દુલ અહે કે મોટા સંઘ ૧૨૦
રંગ ભરી લીલો પીળો ને સફેદ, સ્ફાટિક મણિ જાણે રૂપેરી સફેદ ૧૨૧
રૂપેરી ભર્યા તકતા ત્યા મિલોરી, ત્યા અઢાર કોરણી તો કોરી ૧૨૨
સેહુ પુત મંડા (?) સુરજ ઉજાશ, જાણે અંબિકાએ પૂર્યો વાસ ૧૨૩
હાડા ટડીલ ઝુમ્મર જગ જોત બીજો પ્રગટ થયો જાણે ઉદ્યોત ૧૨૪

---

+ મુદગલ મુગલને બદલે લખાતુ (શ મા બા ૧ આ ૩ પૃ ૮)
૧. ખડણી ૨. પડખા, સગા ૩ ચન્દ્રમાણું ગામના ૪ ચિતા
૫. તેલમા બોળેલો અગ્ગો જે પૂર્વે દેહનું બલિદાન આપતા અગ્નિ
સ્નાન કરવા પહેરતો ૬. મધ્યસ્થ (?)

ભાત ભાતના પચરંગી ગીલાશ, માહે મેળુ બત્તી તણો પરકાશ ૧૨૫
કનક પુતળી વાજિંત્ર પુરે નાદ, છત્રીસ રાગ જાણે ગાય ઝીણે સાદ ૧૨૬
ઘુમટે ઇંડુ છે સોનેરી, ઉપર ફરકે ધજારૂ જરિયાન કેરી ૧૨૭
પ્રતિબિંબ પડે છે સુરજ સરખું નીરખી માંડવી સહુ નારી નર હરખે ૧૨૮
માહે બહુચર તણું સિંહાસન, ઝળકે મણિ જડયા છે રતન ૧૨૯
કુર્કટ વાહન ચડી બેઠી બૌચર, શંખ ચક્ર ગદા પદ્મ ગ્રહ્યા કર ૧૩૦
ઓઢી ચુંદડી શરદ ચન્દ્ર મુખ, નેણે નીરખે માનુ રૂપ થાય સુખ ૧૩૧
વીર નારસંગો માતાનો આગેવાન, મોટા મુનિશ્વર ધરે તેનું ધ્યાન ૧૩૨
છત્ર મોતીઓનું સરસ બીસારી, બાલા સુંદરી બિરાજે તેજકારી ૧૩૩
છડીદાર બેઉ ઉભા છે રૂડી રીતે, માનું ધ્યાન કરે બહુ પ્રિત ૧૩૪
મંડપ ઉપર ત્રાબાળુ નાદ ગાદે, ઉપર ચંદની પચરંગી બિછાવે ૧૩૫
ધૂપ દીપથી પૂજા માતાની કીધી, કર જોડી આજ માગું રિદ્ધિ સિદ્ધિ ૧૩૬
માંડવી દર્શન કરે નરનાર, તુર્ત પામે એતો પુત્ર પરિવાર ૧૩૭
નવરાત્રિ કેરા દન જે કેવાય, નીરખે માડવીને પ્રાશ્ચિત જાય ૧૩૮
ભકિત ધરે પ્રેમ ધરી ઘણી પ્રિતે, જાની કુબેર કહે રૂડી રીતે ૧૩૯
મોતી કુંવર અધિક છે સુજાણ, મુખ થકી બોલે અમૃત વાણ ૧૪૦
ગરબો નર નારી સૌ કોઇ ગાય, ગૌદાનથી અધિક પુણ્ય થાયે ૧૪૧
સંવત ૧૯૭૫ ભોમવારે, સુદ સપ્તમી અધિક માસ ત્યારે ૧૪૨
યોગ અમૃત તુલાનો ચન્દ્ર જ્યારે શુભ મુહૂર્તે વર્ણવ્યો તેહ ૧૪૩
કવિ માવજી પતાપ કેરો તન, ગરબો ગાય રૂડી રીતે માન્યુ મન ૧૪૪

+ અહીંની અંબિકા માતાની ગરબાની ચોપડીમાં, સને ૧૯૪૧માં છીતારેલી નકલમા ગરબાની રચના સાલ ૧૯૭૫ના બદલે સં. ૧૯૨૫ લખાયેલી છે ગરબાની ૧૪૨ અને ૧૪૩મી કડીમાં ગરબાનો રચના સમય જણાવતો જે ઉલ્લેખ છે તે જોતાં યોગ–ચંદ્રાદિ બધોજ મેળ આ બન્ને પૈકી એકેય સાલ સાથે નથી ખાતો આ અંગેય મેં જન્મભૂમિ પંચાંગના મુખ્ય સંપાદક જ્યોતિર્વિદ શ્રી દેવશી વીરજી બોના સાથે પત્ર વ્યવહાર કર્યો હતો. એઓશ્રીએ આ અંગે તથા સ્થાનિક સમય અંગે કેટલોક પ્રકાશ આપ્યો હતો એ ઉપરથી સં. ૧૯૨૭ની સાલ સંભવિત જણાય છે. જો કે એમણે લખેલો એક પત્ર ઉંદરો દ્વારા દુર્ભાગ્યે નષ્ટ થવાથી તેમાં જણાવેલ માહિતિ ફરી મેળવવા પ્રયત્ન નથી કર્યો તેમ બીજે પૂરતી તપાસ નથી કરી શકયો. ઉપર પ્રમાણે ગરબો જો સં. ૧૯૨૫ ના પહેલ રચાયો હોય તો ગરબામાં ઉલ્લેખાયેલ. સં. ૧૮૩૫મા માડવી જુદા કર્યાનો ઉલ્લેખ પાછળથી ઉમેરાયેલો સંભવે. પણ આખાય ગરબાની ભાષા–શૈલી એક સરખી છે તેમજ ભાષા વિક્રમના વીસમા સૈકાના અરસાની છે એટલે આ અરસામાંજ ગરબો રચાયો હશે એમ લાગે છે. બાકી આ વિષે વિશેષ સંશોધન કરનારે " મેષાવિતા પ્રાચીન નિયમને અનુસરતા ઠાવમા અધિક માસ હમેશા દ્વિતીય માસજ ગણાતા " (જુઓ મેનક કાલીન ગુજરાત ભા ૨ પૃ ૫૮૦ નીચેની પાદટીપ ૭૩ મી ) એ વસ્તુ પણ ધ્યાનમાં લેવી.

## ૨ વહીવંચાના ચોપડાની નોંધો

(૧) ચાવડાઓના વહીવંચા બારોટ શ્રી મણિલાલ બેચરભાઈ વડોદરાવાળાના ચોપડામાં મહેસાણા વિષે વિસ્તૃત નોંધ લખાયેલી છે. અને તે તેમના વડવાઓ (જુના) ચોપડામાંથી ઉતારાયેલી, એમ એઓ કહે છે. ચોપડો ભરાઈ જતાં, જીર્ણ થતાં કે નવી પેઢીને અગાઉનું લખાણ ઉકેલવામાં હરકત પડતાં તે ચોપડામાંની નોંધો નવા ચોપડામાં ઉતારી લેવાની વહીવંચાઓની જે પદ્ધતિ છે તે મુજબ આ નોંધ પણ ઉતારી હશે. મુળ ચોપડો કેટલો જુનો છે, અને તેમાંની નોધ યથાર્થ રીતે ઉતારવામાં આવી છે કે નહીં તે તપાસ થઈ શકી નથી. પણ જે ચોપડામાંથી કેટલીક વિગત મને વાંચી સંભળાવી છે, તે ચોપડો નિદાન પોણોસો વર્ષ પહેલાનો જણાય છે હવે તે શ્રુત-નોંધ સારાંશમાં જોઈએ:—

સં. ૧૩૭૫ની પોષ વદિ પાંચમે મેસજી રાવળે મેસાણા વસાવ્યું તે અરસાની વસ્તી : ઘર, વાણિયાનાં ૨૦૦૦, છીંપાનાં ૭૦૦, મોચીનાં ૭૦૦, ખત્રીનાં ૭૦૦. ઘાંચીનાં ૪૦૦, કુંભારનાં ૩૦૦, વહોરાનાં ૩૦૦, આ ગામ ઉજ્જડ થતાં, સં ૧૪૨૪ સિંહા રાવળે નવું પાદર વસાવ્યું.

+ (૨) હાલ અમદાવાદમાં રહેતા વહીવંચા વ્યંકટ (મણિલાલ ડુંગરદાસ મહેસાણાવાળાના ચોપડા મહેસાણાના સેનાળિયા અટકવાળા પટેલોની માહિતી આપી છે એમાથી મને વાંચી સંભળાવેલી માહિતીની શ્રુત-નોંધ સારાંશમાં આ પ્રમાણે છે:—

કામળીદ શાખાના ઉંઝાના પટેલો ત્યાંથી એકથી બીજા સ્થળે વસતા વસતા કોઈ સ્થળે વસ્યા હતા. ત્યાં એમને ગરાશિયા બહારવટિયાઓ સાથે તકરાર થવાથી સં. ૧૧૨૦માં એઓ વિજાપુર જઈ વસ્યા હતા. ત્યાં એમને સં ૧૩૭૫માં પાદશાહ તરફથી દેશાઈગીરી મળી હતી. તેથી એઓ તે વખત 'દેશાઈ' તરીકે ઓળખાતા હતા.

---

+ મહેસાણામાં વસતી કેટલીક કોમોની હકીકત તેમના જુદા જુદા વહીવંચાઓ પાસે નોંધાયેલી હોય છે પણ ખાસ મહેસાણા વસવા વિષેની વિગતનો પ્રાયઃ ચાવડાઓના વહીવંચા પાસેજ હોય છે એટલે આ નોંધ તો એક ઉપ સાધન તરીકે આપી છે, એ અંગે જો દરેક કોમોની વિગત મળી શકી હોત તો સારૂં.

જ્યારે ત્યાના તલાટી સાથે એમને ઝગડો થયો ત્યારે શવશી પટેલે વાણિયા ગુલાબચંદને માર્યો એટલે ગુલાબચંદના પુત્ર હેત્રચંદે આ અંગે અમદાવાદ જઇ પાદશાહને ફરીયાદ કરી અને પાદશાહ તેની સાથે પોતાનું લશ્કર મોકલી પટેલો પર દાબ બેસાડવા એમની સાથે લડાઇ આરંભી. લડાઈમા ૨૦૦માથી ૬૦ પટેલ શેષ રહેતા અને હથિયારો ખુટી પડતા આગેવાન પટેલની પત્નીએ "ઘરેણા શું કામ આવશે" એમ કહી પ્રોત્સાહન આપતા પટેલો ઘરેણા ગાળી સોના રૂપાની ગોળીઓથી સાત દિવસ સુધી લડયા આખરે આગેવાન પટેલ મરાતા એ પત્ની સતી થઈ ! અને શેષ રહેલ પટેલો ઉપર ફિસાદ કરવા સારૂં રૂા ૩૨૦૦૦ના દંડ નંખાયો. જે ન ભરી શકાય તેવો હોવાથી ચાર ભાઇઓ વિજાપુર[1]માથી નીકળી સવાળા ગામે આવ્યા ત્યા ઘડીનું ઘડિયાળું વાગે ત્યા સુધી એટલે કે એક પ્રહર સુધી રહયા[2] અને ત્યાથી મહેસાણામા સં. ૧૪૨૨ના ચૈત્ર સુદી ૧૩એ એઓ આવી વસ્યા[3] એ વખત અહીં (મહેસાણામા) ઝારોળા વાણિયાઓની પટલાઇ હતી તેમણે આ ચાર ભાઇઓના કુટુંબને અહીં આશ્રય આપ્યો.[4] આ ચાર ભાઇઓ જેતાભાઈ, નાગજીભાઇ, હીરાભાઇ, વછાભાઈ પૈકી જેતાભાઇએ અહીં તળાવ ખોદાવેલુ તે 'જેતાસર' કહેવાતું[5] આ તળાવમા કૂવો કગળ્યો હતો તે ચાયડાથી આથમણી દિશાએ હતો

---

૧. વિજાપુરમા એક ખડકી 'મહેસાણાવાળાની ખડકી' તરીકે ઓળખાય છે.

૨. કહેવાય છે કે, સવાળા ગામના ઠાકોરે એમને આશ્રય આપ્યો હતો પણ ત્યા વડી સતાની વા'ર આવતા ત્યાથી નીકળી જવુ પડયું હતું પરંતુ આશ્રય આપવાના બદલામા એમણે પોતાની અટક ત્યારથી સવાળિયા રાખી હતી

૩ કહેવાય છે કે, સવાળિયા અટકવાળા પટેલોની પહેલા "કડીયા" અટકવાળા પટેલો આવ્યા હતા અને ત્યારપછી ।। અત્રસામા "સેવાળિયા" અને "લીલા" અટકવાળા પટેલો.

૪ કહેવાય છે કે, અહી આવતા એઓ પહેલા મહેસાણા પાસેના એક સ્થળે તોરણ બાધી રહયા, કે જે સ્થળ "તોરણીયો આટો" તરીકે આજેય ઓળખાય છે અને ત્યાથી મહેસાણા મહાજને એમને ગામમા લાવી વસાવ્યા હતા.

૫ કહેવાય છે કે, 'જેતાસર' તળાવ વિસનગર જતી રેલ્વે આગળ રોઢેક માઇલ દુર છે

### ૩. સાહિત્યોલ્લેખો

(૧) વહીવંચાઓ પાસેથી મેળવાયેલી માહિતીના આધારે કવિ શ્રી દલપતરામ ડાહ્યાભાઇએ એક પુસ્તક 'ગુજરાતી રાસમાળા' નામથી સને ૧૮૫૬ ના અરસામાં તૈયાર કર્યું હતું તે શ્રી. ફા૦ ગુ૦ સભાએ 'ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ' નામથી સં. ૧૯૮૯ માં પ્રસિદ્ધ કરેલું છે તેમાં, માળવાના રામપરા શહેર પાસે બારોટ ઓમકારજી ભૈરવદાસ તથા તેના ભત્રિજા મોડજી જગરૂપજીએ લખાવેલી, 'વરસોડા, માણસના ચાવડાની ખ્યાત' પ્રકરણ બીજામાં આપેલી છે. આ પ્રકરણમાં મહેસાણા અને તેના વસાવનાર વિષે અપાયેલ વિગત આ પ્રમાણે છે

ગુજરાતનું રાજય મુળરાજે લીધું ત્યારે ચાવડા ભુવડદેવનો ભાઈઅજેરાજજી હતો. તેના વંશમાં એકેવનંદ નાની ઉમરનોહતોતેનેલઇનેતેનીમાજેસલમેરમાં પોતાને પીયર જઇનેરહી તેકુંવર મોટો થયો ત્યારે મોસાળમાં રહ્યાથી તેને પણ રાણાની પત્રી મળી અને તેણે આવી છેક મોરોગઢમાં રાજય સ્થાપ્યુ. તેનો દિકરો વિક્રમસિંહ થયો તેણે પોતાના પુર્વજોનું વેર વાળવા સારૂ પાટણના સોલંકી સાથે ઘણીવાર લડાઇ કરી:

દોહરો:- વિક્રમશીયે વજાડિયા શમારે ઉરસાલ;
જાણી હર મંદિર હુવે ઝાલરશે ઝણકાર —૧

તેના વિજેકરણજી, શાર્દુલજી, શેષકર્ણજી વાઘરાજ, અખેરાજ, જેતસી, કર્મસિંહ. લાખણસિંહ એ રીતે એક પછી એક પુત્ર થયા.

લાખણસિંહના વીરમદેવજી અને વસંતસિંહજી એમ બે પુત્રો થયા. તે વસંતસિંહના વંશના હાલ કચ્છમાં છે. અને વીરમદેવજીના આશકરણજી, તેના હળધરજી તેના મોકળશી, તેના પુંજોજી, થયા. તેની મા ગારીયાધારના ગોહિલ સરતાનજીની દીકરી હતી એ પૂંજાજીની બ્હેન, સજાણબા ઉદેપુરના રાજા કર્ણને પરણાવી હતી[1] અને પૂંજાજી પાસેથી જોડે આવીર[2] એ મોરોગઢ પડાવી લીધું ત્યારે તેણે અમદાવાદ આવીને પોતાની બીજી બ્હેન એજન કુંવરબા મહમદ બેગડાને આપી. ત્યારે પાદશાહે ચડોહન જાસે 'ચાવડા જાહર' છે તે જિલ્લો આપ્યો. પણ પછીથી પાછો તે લઇને કહ્યું કે કડી પરગણામાં ડાભલા ગામ છે ત્યા દેદમલ નામના ચૌહાણનુ રાજ્ય છે તેના સાત ભાઈઓની ઠકરાત સાત ઠેકાણે છે. તે બીડોલગાડ કહેવાય છે. તેઓ પાદશાહનો

૧. આ બે કુટુંબ વચ્ચે વિવાહ સંબંધ આ પછીયે ચાલુ હોવાનુ લાગે છે. જુઓ, રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧ પૃ ૭૧૩

૨ પ્રેસ દોષ છે માટે 'જોડે આવીર'ને બદલે 'જાડેજાઓ' વાંચવું. -

મુલક લુટે છે માટે તેઓને મારીને જીટલો હાથ કરો પછી પાદશાહની ફોજ લઈને તથા ડાભી વિજલને ચાકર રાખીને જઈને અંબારાણુ અને પછી ડાબલા ગામને પાદર મુકામ કર્યો અંબારાણુના ઔદિચ્ય બ્રાહ્મણ જાનીએ લડવાનું મુહૂર્ત આપ્યુ અને કહ્યુ કે તમારૂ વચન ફળશે તો તમને અમારા કુળ ગોર સ્થાપીશુ પછી બીહોલાની પાચ ઠકરાત લીધી

દોહરો – દેહ હણીયો ડાબલે ગોઝારિયે ગોપાળ,
લાલ લપેટ્યો લોદરે, વરસોડે વચ્છરાજ (૨)
પૂંજારો દળ પ્રગટિયો, આવ્યો દેદવિચાર,
પાડવ જેવો પૂંજલ મલ સિકે અગાગી ઝાર (૩)

પરંતુ તે વેળા તેમનાથી પીલવાઈની અને વડાસણની ઠકરાતો લેવાઈ નહિ તેથી ત્યા હાલ સુધી બિહોલા[1] રજપૂતો રહે છે અને પેથાપુર, લેબોદર તથા કલોલ વગેરેની વાઘેલવાડ કહેવાય છે તે બન્ને જીટલા પાદશાહે પૂંજાજીને આપ્યા પછી પૂંજાજીએ કેટલાક રજપૂતોને તથા ભાટ ચારણોને ગામો કેટલાએક બક્ષીસ આપ્યા પોતાના ઓરમાન ભાઈ વીરમદેવજીને કડી પાસે વડસમુ તથા વીલોદરા વગેર બાર ગામ આપ્યા રજપુત ભીમાગણાને બેઉનો બાર ગામનો ટુકડો આપ્યો પોતાનો ચાકર મારવાડી વિજલ ડાભી હતો તેને ડાગરવુ ગામ આપ્યુ ખણા પરમાને ખલાણુ ગામ આપ્યુ છત્રીગ ડોડીયાને પુધરા ગામનો ૫૦૦ વીઘાનો વાટો આપ્યો ચાહલ ગઢવીને કવિતાની બક્ષિસમા વેવસણ ગામ આપ્યુ તે ગામ હાલ સુધી તેના વંશના ચારણો ખાય છે ભાટ રાણાને માણકપુર આપ્યુ

પૂંજાજીએ પોતાની રાજધાની અંબારાણુમા સ્થાપી અને ૪૬ વર્ષ રાજ્ય કર્યું, તેની કવિતા ઘણી છે

પૂંજાજીના મેરાજી તથા વહગવીરજી એ બે દિકરા હતા તે મેરાજીએ ગાદીએ બેઠા પછી મહોણુ ગામ વસાવ્યુ પછી તે ગુજર્યા અને તેનો વંશ નહોતો તેથી ભાઈ વણવીરજીનો દિકરો સાતલજી ગાદીએ બેઠા તેણે પીપળેશ્વર મહાદેવને સાલડી ગામ આપ્યુ તેનો દિકરો

---

૧ બીલોદરા અને પીલવાઈના રાજપૂતો વચ્ચે સં ૧૯૦૨મા થયેલા કજીયાનુ ટુંક વર્ણન 'ચાવડા અને વિહોલના કજીયાનુ કવિત' શિર્ષક કવિતામા આપ્યુ છે તેની સાતમી પંક્તિ આ પ્રમાણે છે —
અસિ બીજી વાર અલાગિયે બાધી, પુંજાજી વનરાજ પડાણુ"
જુઓ રા ગ સ નો મહોત્સવ ગ્રંથ પૃ ૧૬

નરબદજી થયો. તેણે મહોળાને પાદર રાવળનું તળાવ ખોદાવ્યું કારણ કે તે રાવળ સામે કહેવાય છે. વળી તેણે વડા અને દેવડા. ગામ ભાટોને બક્ષીશ આપ્યાં. તે કડી પરગણામાં છે અને હાલ સુધી ભાટોને ઘેર છે નરબદજીના જેસંઘ રાવળ તેના ત્રણ દિકરા થયા: ઇશ્વરદાસજી, સુરજમલજી અને સામંતસિંહજી.

જયારે જિસિંહ રાવળ પડયા ત્યારે સુરજમલજી લડાઈખોર હતા તેથી ગાદી સારૂ લડાઇ કરવા માંડી પછી કારભારી, રાવસી મહેતાએ વહેંચણ કરી આપી. ઈશ્વરદાસજીને અંબોડ તથા ઓટાણુ એ બે જીલ્લા આપ્યા.

સામંતસિંહને એમાસણ તથા માણસા એ બે જિલ્લા આપ્યા. ઇશ્વરદાસજીના વણારસી રાવળ થયા તેના સિંઘો રાવળ અને સિંધા રાવળને સાત દિકરા હતા તેઓએ સાત ભાગે ગામો વહેંચી લીધાં. તેથી રાજ તૂટી ગયુ. એટલે કેટલાંએક ગામો કોળીઓએ દબાવી લીધાં અને એ સાત ભાઇઓના વંશના છે. તેઓમાં કોઇને એકાદ ગામ અથવા વાંટો રહયો છે અને ખેડુ જેવા થઇ ગયા છે. તે સાત ભાઇઓનાં નામ: જયમલજી કાનજી, અદોજી, સાળેજી, હુમ્બેજી. હરાજી અને સાંગોજી. તે દરેકના ભાગમાં બાર બાર ગામો આવ્યાં હતાં

—: મેસાણાવાળા સૂરજમલજીનો વંશ :—

હવે ઉપરના લખેલા મેસાણાવાળા સૂરજમલજીનો વંશ નીચે મુજબ:-

સૂરજમલજીના પૂંજો રાવળ, તેના સદદામ. તેના શીહોરાવળ થયા તેણે મેહાણાને પાદર શીહાસર તળાવ ખોદાવ્યું. તેના સાદુલ રાવળ, તેના ગંગારાવળ, અજોરાવળ. અને માનરાવળ એ ત્રણ દિકરા થયા તેમાં અજોગવળના વંશના ગામે વડામાં ચાવડા રજપૂતો ખેડ જેવા છે અને માનરાવળનો વંશ નથી. અને ગંગા રાવળે મેહાણું છોડીને વરસોડે રાજધાની કરી તથા પથ્થરનો કિલ્લો બંધાવ્યો.

ગંગાના આશકરણરાવળ તથા ઝગડારાવળ તેઝગડાજીએ વરસોડામાં પાકો કૂવો બંધાવ્યો અને તેના વશના ગામ કોકામાં ઘરધણી ચાવડા રજપૂતો છે. આશકરણે પાદશાહની ફોજ સાથે લડીને નિશાન પડાવી લીધા

(૨) શ્રીમદ્ ઋષિરાજ મહારાજ ઉર્ફે કવિવર્ય શ્રી હરજીવન કુબેરજીએ, સં. ૧૯૨૨ માં લખેલ 'ચાવડા ચરિત્ર' ની બીજી આવૃત્તિ સં ૧૯૩૩મા અને 'ચાપોત્કટ' નામથી ત્રીજી આવૃત્તિ સં. ૧૯૬૫ માં પ્રસિદ્ધ થયેલી છે.

---

+ આ ત્રીજી આવૃત્તિમા મહેસાણાને લગતી આપેલી વિગત, પહેલી આવૃત્તિમાં આપી છે તે પ્રમાણેજ આપી છે. જયારે બીજી આવૃત્તિમાં આ વિગત બહુટુંકમા આપી હોઇ તેમાં મહેસાણાનો સ્પષ્ટ ઉલ્લેખ આપતો નથી

આ પુસ્તકમાં જયશિખરી, ભુવડ યુદ્ધના મુખ્ય વિષય સાથે વનરાજ તથા તેના વંશજોનું ઉપરછલું વર્ણન પણ કરેલું છે. સમગ્ર વર્ણન પદ્યમાં હોઈ લંબાણ ટાળવા તેમાંની કેટલીક વિગત અત્રે સારાંશમાં દર્શાવી છે. જ્યારે વિશેષ સંબંધકર્તા વિગત મૂળ ઉલ્લેખનો ખ્યાલ આપવા પુરતી મૂળવત્ હરિગીત કાવ્યમાં આપી છે.

વનરાજ ચાવડાના પુત્ર જોગરાજના ત્રણ પુત્રો પૈકીના વંશજોમા ભોયણદે ચાવડો થયો હતો. તે સામંતસિંહનો ભાયાત હતો. મૂળરાજ સોલંકીએ પોતાના મામા સામંતસિંહને મારી પાટણની ગાદી લીધી ત્યારે ભોયણદેની પત્ની ભટીયાણીને બીક લાગી કે અમે ગાદી માટે દાવો કરીશું એમ માની મૂળરાજ હવે પોતાના પુત્રનેય મારી નાંખશે. તેથી તે પોતાના બાર માસના પુત્ર અહિપત (અહિવન) ને લઇ જેસલમેર ગઇ, અહિપત ત્યાં મોટો થયો. અને મૂળરાજ સામે બહા રવટુ ખેડતો થયો. તેણે કચ્છના નવસેં ગામ કબજે કરી મોરગઢમાં પોતાની ગાદી જમાવી. ત્યાં તેના પછી અનુક્રમે તેના વંશજો વિક્રમસિંહ, વિભ્રરાજ, શાર્દુલજી, શેષકરણજી, વાઘજી, અખેરાજ, તેજસિંહ, કરમસિંહ, લાખણસિંહ વીરમદેવ, આશાકરણ, દુલસરસિંહ, મોકલસિંહ અને પુંજાજીએ રાજ્ય કર્યું છેલ્લા પુંજાજીના વખતમાં તેને જાડેજા સાથે વેર થતાં તેણે કચ્છ દેશ તજી ૮૪ ગામ કબજે કરી વડોદરા પાસે ધારપુર ગામે ગાદી કરી સં. ૧૩૫૩માં અલ્લાઉદીને ગુજરાત પર ચઢાઇ કરી તેમાં પુંજાજીનું રાજ્ય ગયું પણ અલ્લાઉદીને તેને પોતાનો સેનાપતિ બનાવ્યો. અલ્લાઉદીનનો અણહિલવાડમાં મુકામ હતો ત્યારે ત્યાં વિહલ બહારવટિયાઓએ ધાડ પાડી, આથી અલ્લાઉદીને વિહલવાડનો નાશ કરનારને તે પ્રદેશ આપવાનું જાહેર કર્યું. પુંજાજીએ આ કાર્ય માથે લીધું. તે અર્થે ૧૬૦૦૦ સૈનિક લઇ તેણે અંબાસણમાં મુકામ કર્યો, અને પ્રથમ ડાભલા ગામે દેદવિહલને, ગોઆરિયા ગામે ગોપાળ વિહલને, લોદ્રા ગામે લાલ વિહલને. વરસોડા ગામે વચ્છરાજને અંબોડા ગામે અખેરાજને, અનોડિયા ગામે ઉદેરાજને તથા ડાંગરવા ગામે ડંગાળ (શંકર ?) ને મારી. વિહલવાડાના નવ પૈકી સાત વિભાગ જીતી લીધા. બાકીના પીલવાઇના જોધાઓને તથા વડાસણના ધુંધમલને જીતી ન શકાતાં પાદશાહ પાસે લાચારીપુર્વક પાછો આવ્યો પણ મોટા ભાગનો પ્રદેશ જીતી લીધો હોવાના કારણે બાદશાહે તેને તેણે જીતેલાં વિહલવાડનાં ૨૮૪ ગામો તથા બીજાં બાવન ગામો આપ્યાં પુંજાજીએ આમાંથી કેટલાંક (૪૨ ઉપરાંત આશરે ૪૮) ગામો ભાટ ચારણોને તથા મદદગારોને આપ્યાં. અને એજ વર્ષમાં પોતાની ગાદી અંબાસણમાં સ્થાપી ત્યાં તે ૪૦ વર્ષ રાજ કરી શાકે ૧૩૯૯માં સ્વર્ગવાસી થયો.

હવે આગળનો ઉલ્લેખ મૂળવત્ (જો કે ચા. કા ના લેખકે કાવ્ય ાની દ્દષ્ટિએ કરેલી જોડણી મેં સર્વત્ર મૂળવત્ ઉતારી નથી) જોઇએ.

શુભ વરસ છેતાલીસ, ગાદી ભોગવી એ ભૂપતિ;
શક ચૌદસેંમાં એક બાકી, વરસશાલે સદ્ગતી
પામીને સ્વર્ગે પરવર્યો, શુભ કરમનું ભથ્થુ સજી;
પૂંજાજીને સુત બે રહ્યા, મેસોજી ને વીરમજી. ૧૩૩૬
મેંસાજિએ એક ગામ, મેંસાણા વસાવ્યું મહિપતી;
માતુશ્રી મેસાજી તણી પદમા વતી સાધ્વી સતી.
સર પદમસાગર જોયિયે, ગોડાવ્યું એહજ ગામમાં;
કરિ દાનપૂન્ય અપાર, એ સતી પહોંચી વૈકુંઠ ધામમાં ૧૩૩૭
મેસાજીના નિર્વંશથી, ગાદીએ રહ્યા વણુવીરજી,
વણુવીર કેરા પુત્ર, પાતાલસિંહ ધારણ ધીરજી;
નહિ પુત્ર પાતાલસિંહને, અકળાય તેથી અધિપતિ;
એક વિપ્ર રાવળ અડકનો, મળિઓ અધિપતિ મહિપતિ. ૧૩૩૮
પછિ આપી બાધા બ્રાહ્મણે. શિવ સાલડીના નામની;
કબૂલાત દીધી એટલી, જો પુત્ર જણુશે કામની.
તો એજ દિનથી શાખ તારી રાખજે રાવળ તણી;
એ રીતનો કરી કોલ દીધો, બારમાસની બાંધણી. ૧૩૩૯
એક વર્ષ પૂરૂં વીતતાં, મહાદેવ સલડીઓ ફળ્યો;
રાણિએ જાયો કુંવરને, કંકાસ સરવેનો ટળ્યો.
ધર્યું પુત્ર કેરૂં નામ, નર્મદશિંહ શિવના નામથી;
ધરિ શાખ રાવળ રાજની, એ દિવસને એ જાપની. ૧૩૪૦
માટેજ મહિપતિ તાહરી, હજિ અડક રાવળ હાલ છે;
વળિ ચાવડા ભૂપાળ, એવો અસલનો પણુ ચાલ છે.
નરનાથ રાવળ નરમદો, હણુતો કવિ ઉચ્ચાટને;
વેડું ને રુપે દેવડું બે ગામ બખશાં ભાટને. ૧૩૪૧
નર્મદ રાવળના થયા જે સિંહ રાવળ નરપતિ;
જે સિંહના ત્રણુ તનુજ, બુદ્ધિવંતને બળિયા અતિ
એક પુત્ર ઇહરદાસ, બીજો સુરજમલજી બહુ બળી;
સુત ત્રીજો સામંતસિંહ. જેને માણુસા ગાદી મળી. ૧૩૪૨
જેસિંહ રાવળ સ્વર્ગવાસી, થયા કેડે બંધવા;
ત્રણુ તરત લડવા મંડિયા, પછિ કોણુ આવે વંદવા
ત્રણુ પુત્ર માટે રાજ કેરા, ત્રણુજ કિધા ભાગલા. ૧૩૪૩
ચોરાસી ગામ અકેક ભાગે, વહેંચતાં આવી રહ્યાં;
એમ બસેં બાવન ગામ સહુ. ત્રણુ ભાગમાં આવી ગયાં.
વરસોડ ગાદી સહિત સૂરજમલ્લને આવ્યું વળિ
અંબોડ ઇહરદાસને, ચોરાસીની ગાદી મળી ૧૩૪૪
ચોરાસી ત્રીજી માણુસાની આવી સામંતસિંહને.

× × ×

આગળની વિગત-પાછા-સારાંશમાં જોઈએ :—

ઉકત સૂરજમલ પછી તેની ગાદીએ તેનો પુત્ર પુંજાજી, આ બીજા પુંજાજી પછી તેનો પુત્ર શિવદાસજી, અને શિવદાસજી પછી તેનો પુત્ર સિંસાજી આવ્યો. તેણે મેસાણામાં 'રાવણ' તળાવ ખોદાવ્યું આ સિંસાજી પછી તેનો પુત્ર શાર્દૂલજી, અને શાર્દૂલજી પછી તેનો પુત્ર ગાંગજી આવ્યો. તેને પુત્ર ન હતો એટલે તેણે તે અર્થે પોતાની ઇષ્ટદેવી ઉમાની ઉપાસના આદરી. ઉમાએ તેને પૂર્વભવનું બ્રહ્મહત્યાનું પાપ સાબરમતીના સ્નાને ધોવા સૂચવ્યું, ત્યારે ગંગાજીએ સાબરમતી નજીક પડે એવા સ્થળે વસવા મેસાણા તજી વરસોડા ગામે ગાદી કરી +

ગાંગજીને પાછળથી બે પુત્ર થયા હતા: આશકરણજીને ઝગડાજી એમાં પાટવી આશકરણજી હતો તેણે સં ૧૫૯૩ની સાલમાં સુલતાન બહાદુરના કોઇ અમીર સાથેના યુદ્ધમાં વિજય મેળવ્યો હતો આ આશકરણજીના વંશજ { ઘણું કરી પ્રપૌત્રના પૌત્ર } અમરસિંહે, આલમગીર { ઔરંગઝેબ } ના લશ્કરે ગળથરા ગામ ઉપર સં. ૧૭૪૦ માં ચડાઇ કરી ત્યારે તે ગામની વહારે ચડી તે લશ્કરને પાછુ કાઢયું હતું. જયારે આ અમસિંહના પૌત્ર બદસિંહે કડીના મલ્હારરાવને આશ્રય આપ્યો હતો; અને સં ૧૮૩૬ માં બદસિંહ મરણ પામતાં બદસિંહના પુત્ર રતનસિંહ સાથે, મલ્હારરાવને પકડવા પાછળ પડેલ ગાયકવાડી લશ્કરે, સં. ૧૮૫૨ માં યુદ્ધ કર્યું હતુ

(૩) ફાર્બસકૃત રાસમાળાના ભાષાંતરની પ્રથમાવૃત્તિ સં. ૧૯૧૩ માં દ્વિતીય આવૃત્તિ સં. ૧૯૫૫માં અને તૃતીય આવૃત્તિ સં. ૧૯૭૮ માં પ્રગટ થયેલી છે. આ રાસમાળાના બન્ને ભાગો પૈકી પહેલા ભાગની તૃતીય આવૃત્તિના પૃ, ૫૪ ઉપર પાદટીપમાં, મહેસાણા વસાવનાર મેસાજીના પૂર્વજોને લગતો ઉલ્લેખ છે તે આ પ્રમાણે છે—

---

+ મૂળઉલ્લેખ આ પ્રમાણે છે:—

આવિયો વરસોડા વિષે, મહિપાળ મેસાણા તજી;
દશ પાંચશે ને પાચટા,ની સાલ મધ્યે ગાંગજી.

નોંધ:– ત્રીજી આવૃત્તિમાં ઉકત પદ્યમાં માત્ર ' દશ પાચસેને પાંચટા " એવી સંજ્ઞા આપી છે જયારે પહેલી આવૃત્તિમાં આ સંજ્ઞા સાથે ૧૫૬૫ની સાલ અંકમાં જણાવી છે અને મહીકાંઠા ડીરેકટરીમાં પણ વરસોડા આવ્યાની સાલ સને ૧૫૦૯, એટલે કે સં. ૧૫૬૫ જ, જણાવી છે.

ચાવડાના ભાટના કથન ઉપરથી એમ જણાય છે કે, સામંતસિંહને સંતાન હતું એમ કહેવામાં આવે છે તો પછી મૂળરાજને તેના પછી પાટે બેસવાનો સંભવ છતાં તે તેને મારી નાંખત નહિ, પરંતુ સામંતસિંહને એક કુંવર હતો. તેનું નામ અહિપત હતું જયારે મુળરાજે સામંતસિંહને માર્યો ત્યારે અહિપતને લઇને તેની મા. જે ભાટી રાજપૂતાણી હતી તે પોતાને પિયેર તણોત (સિન્ધ અને માનવાડની વચ્ચેના રણમાં છે) ગઇ કેમ કે જેસલે જેસલમેર . વસાવ્યું તે પહેલાં ભાટી રજપુત ત્યા રાજય કરતા હતા. અહિપતનું વય આ સમયે સુમારે એક વર્ષનું હતુ. કેટલેક વર્ષે તે કચ્છમાં લાખા ફુલાણીને શરણે આવ્યો તેથી મોરગઢનું ગામ તથા તેની આસપાસની ભોંય તેના નિર્વાહને અર્થે આપી મૂળરાજ અને લાખા ફુલાણીને વૈર બાંધવાનું આ પણ એક કારણ હોય એવો સંભવ છે. લાખો ફુલાણી આટકોટ પાસેની લડાઇમાં ઇ સ, ૯૭૯માં મરાયો, અને મૂળરાજે કચ્છ ખાલસા કર્યું. તેવામાં અહિપતે તેનાં ઘણાં ગામ કબજે કરી લીધાં. (કેટલાક કહે છે કે ૯૦૦ ગામ લીધા) અહિપતની પંદરમી પ્હેડિએ પૂંજાજી ચાવડો થયો. પોતાના સમયમાં તે મોરગઢ ખોઇ બેઠો. આ સમયે કચ્છમાં જામ ધાવજી અને પછી વેણુજી હતા, તેમના સમયમાં જામ અબડાજીએ ઘણી લડાઇઓ કરી છે તેણે ચાવડાઓને નસાડયા હશે એમ સંભવ છે. પુંજાજી મોરગઢથી ધારપુર (પાલણપુર તાબામાં) ગયો અને ત્યાં ૮૪ ગામનો તાલુકો જમાવ્યો, પણ અલ્લાઉદ્દીને ગુજરાત લીધી તે સમયે પુંજાજીનો તાલુકો પણ ગયો અને તે પાદશાહની નોકરીમાં રહ્યો. પછી સારી નોકરી જોઇને પાદશાહે તેને અંબાસર નીચે ૨૫૨ ગામ આપ્યાં અંબાસરમા તેના પછી પાંચમો ઠાકોર જયસિંહ ચાવડો થયો તેને ત્રણ કુંવર હતા, તેમને ત્રણે ભાગે ગામ વહેંચી લીધાં. ઇશ્વરદાસ વડીલ હતો તે અંબોડમાં, સુરજમલ વરસોડામાં, અને સામંતસિંહ અબાસરમાંજ રહ્યો. સામંતસિંહથી પાંચમો પુરૂષ સુરસિંહજી થયો, તેણે હાલના મહિકાંઠાના ગામ માણસામાં, ગાદી કરી. હમણાં ઠાકોર રાજસિંહજી ચાવડા માણસામાં છે તે સુરસિંહજીથી ૧૨મા પુરુષ છે.

(૪) સં. ૧૯૭૩માં યોગનિષ્ઠ જૈન મુનિ શ્રીમદ બુદ્ધિસાગરજીએ રચેલા "વિજાપુર બૃહદ વૃત્તાંત" પુસ્તકની સં. ૧૯૮૨માં પ્રગટ થયેલ દ્વિતીય આવૃત્તિમાં મહેસાણા વિષે આ પ્રમાણે ઉલ્લેખ છે:—

જમીન હજુ સુધી વરસોડા રાજ્ય દ્વારા પળાયા કર્યો છે, એ ચાવડા વંશનો અમારાં ઉપર વંશપરંપરા અવિચળ ઉપકાર છે, જેથી તે વંશનું વર્ણન આ સ્થળે વર્ણવવું ઉચિત ધારી જરૂર જેટલી થોડી હકીકત અહીં પ્રદર્શિત કરું છું.

મહિકાંઠા ડીરેકટરી[2]ના લખનાર રા. દામોદર રેવાદાસ માણુસા રાજ્યની હકીકતમાં યાદી પા ૨૯થી વહિવંચાના ચોપડાના આધારે લખે છે કેઃ—

''પરમાર વંશમાં વિક્રમ રાજા (પછી)થી તેરમો પુરૂષ ભોજરાજા થયો ને તેના વંશમાં અગરપિતા નામે રાજા થયો તેના વખતમા પરમાર શાખા બદલાઈને - ચાવડાની શાખા થઇ, પરમાર ચામુંડા દેવીની ઉપાસના કરતા હતા તેથી ને દેવીએ પ્રસન્ન થઇ પોતાના નામની યાદગીરી માટે ચાવડા નામ આપેલું છે, પોતાની પાસે હમ્મેશાં ચડાવેલાં ધનુષ્યો રાખવાના કારણસર સંસ્કૃતમાં ચાપોત્કટ કહે છે, અને તેનો અપભ્રંશ થઇને પ્રાકૃત ચાવડા કહેવાય છે.

વનરાજ ચાવડાથી સાતમી પેઢીએ સામંતસિંહ થયા, તેમના અહિપત નામે કુંવરથી પંદરમી પેઢીએ પુંજાજી થયા, વિહલ બ્હારવટિયાને મારવાના કારણથી બાદશાહ અલ્લાઉદ્દીને પ્રસન્ન થઇ પુંજાજીને ત્રણુસો ગામ બક્ષીસ આપ્યાં. તેમણે અંબાસણમાં ગાદી સ્થાપી, દેવરાસણ તથા શોભાસણ ગઢવી (ચારણો) ને આપ્યાં, પુંજાજી ઇ. સ. ૧૩૪૭માં મરણ પામ્યા, પુજાજી પછી પાટવી મેસાજી ગાદીએ બેઠા તેમણે પોતાના નામથીમેસાણા ગામ નવિન વસાવ્યું, તેમજ તેમનાં માતુશ્રી પદ્માવતીએ પોતાના નામથી પદ્મસાગર નામે* તળાવ બંધાવ્યું. મેસાજીના મરણ પછી તેમને કુંવર ન હોવાથી તેમના ભાઇ બનબીરજી ગાદીએ બેઠા. તેમના પછી તેમને પાતાલસિંહજી નામે કુંવર હતા તે ગાદીએ બેઠા. તેમણે વેડં તથા દેવડં ગામ બ્રહ્મભટોને બક્ષીસ આપ્યાં હતાં, તેમને

ભા. ૧ (સને ૧૯૨૨) પૃ. ૫૬૧) આ પરથી લાગે છે કે રાણા (રાજા) ઓના આશ્રિતો રણા કહેવાતા થયા હશે !

૨. મહીકાંઠા ડિરેકટરીની પ્રથમાવૃત્તિ સને ૧૯૦૫માં પ્રસિદ્ધ થઈ છે. અને તે મહીકાંઠા મેન્યુઅલ, મહીકાંઠા સિલેક્ષન, રેવાકાંઠા ડિરેકટરી વગેરેના આધારે લખાઇ છે. મહીકાંઠા ડિરેકટરીમાં આપેલી મહેસાણા વિષેની વિગત લગભગ ચાપોત્કટ કાવ્યમાની વિગતને અનુસરતી છે. મહીકાંઠા ડિરેકટરીની આ વિગત 'અંબિકા યશોગાન'માં સંક્ષિપમાં ઉધ્ધૃત [illegible]

નર્મદસિંહ નામે કુંવર હતા. નર્મદસિંહ પછી જેસિંહને ત્રણ કુંવર થયાં, ઇંદરદાસ અંબોડામાં-સુરજમલજી વરસોડા-અને સામંતસિંહજી અંબાસણમાં, એમના પછી અનુક્રમે લુણકરણજી-માનસંગજી મેસાજી અને સુરસિંહજી. સુરસિંગજીએ માણસામાં આવી રાજયગાદી સ્થાપી.

ચાવડા વંશની ગોત્રદેવી ચામુંડા (અંબિકા) ગણાય છે, રણાંગણમાં સુભટોને ફતેહ કરાવવાવાળી અધિષ્ટાતા શક્તિ શ્રી અંબા ભવાની માતાને શરૂથી શ્રી વિજયાદેવીના નામથી સંબોધીને તે સમયનાં ચાવડા રાજપુત સુભટોને રણમાં ફતેહ અપાવવા સારૂં, શ્રી અંબા ભવાનીની અડગ ઉપાસના આદરેલી હોઇ ચાવડા વંશની ફતેહ થવા પછી જ્યારે શ્રી મેસાજી ચાવડાએ મેસાણા ગામ વસાવી તોરણ બાંધ્યું ત્યારથી અહીંના અમારા બ્રહ્મભટ પૂર્વજોએ તે મહામાયાને શ્રી તોરણવાળી માતા એ નામથી ઉત્તરોત્તર સંબોધીને સ્તુતિ કરતા આવ્યા છે. અને હાલ પણ અમો એજ નામથી સ્તુતિ કરતા રહીએ છીએ.

થોડાંક વર્ષો પર શ્રી માતાજીની ન્હાની દેહરીને મોટી કરવા સારૂં અહીંના બ્રહ્મભટ મંડળે શ્રી માતાજીને વિનય પત્રિકાથી વિનંતી કરી હતી, પરંતુ દેહરી જેમની તેમજ રાખવા માટે શ્રી માતાજીનો સાક્ષાત્કાર થયો હતો, એટલે હાલમાં શ્રી માતાજીની ન્હાની દેહરી પર ફક્ત રંગ-રોગાન વિગેરે પ્રથમ કરવામાં આવ્યો હતો તે કાયમ છે.

પડખે શિવલિંગની સ્થાપના છે, અને આજુબાજુ લોખંડી જાળી ઉપર પત્રાનું છાજ છે, બીજી ઇલાયદી બાજુએ શ્રી ગણપતિ તથા મહાવીર શ્રી બજરંગબલીની પણ સ્થાપના છે, અને તે સન્મુખ એક મોટા મંડપમાં શ્રી આદ્યશક્તિની મ્હોટી મૂર્તિની પણ સ્થાપના છે, મંદિર આગળ ખુલી જમીન અને આજુ બાજુ પડાળીઓને લગતા દરવાજા બહાર વિશાળ ચોકને લગતો સરિયામ રાજમાર્ગ પર ખીલ્લે દરવાજો છે. અને તેને+લગતાં અંદર તથા બહાર શ્રી માતાજીની સ્વતંત્ર માલકીનાં મકાનો છે. શ્રી તોરણવાળી માતાજીના મંદિરની તમામ સ્થાવર જંગમ મિલ્કતમાં અન્ય કોઇની કોઇપણ પ્રકારની કિંચિત માત્ર ડખલ નથી અને તેનો તમામ વહિવટ શરૂથીજ અહીંના બ્રહ્મભટો હસ્તક છે.

વિશેષ હું જ્યારે સંસ્થાન માણસા ગયો ત્યારે મેં સુવિચ વિલાસી નેક નામદાર રાઓળજી શ્રી તખતસિંહજી સાહેબ બહાદુરને

+ આ મકાનો સં. ૧૯૭૨માં બાંધવામાં આવેલાં છે.

॥ संवत १५२९ वर्षे ज्यष्ठ (ज्येष्ठ) वदि [ ] शुक्र श्री महीशासन वास्तव्य प्राग्वाट ज्ञातीय..........

(૧૧) "ધુણુપુ" તળાવ પાસેના "વિસનગરી દરવાજા" ના નામે ઓળખાતા દરવાજા પર બે શિલાલેખ છે. આ બે શિલાલેખ દરવાજાની પૂર્વ બાજુની કમાનના ઉત્તર પડખાના છેડે છે; કે જે જમીનથી આશરે પંદર ફુટ ઊંચે છે, અને તે લેખો ઉપર નીચે પણ જોડાજોડ એવા બે પથ્થરો પર જુની ગુજરાતી ભાષામા આલેખાયેલા છે. નીચેનો લેખ, ઉપરના લેખના અનુસંધાનમાં છે, જે ઉપરના લેખ કરતા વધુ સ્પષ્ટ વંચાય છે. આ બન્ને લેખ હજી અપ્રગટ રહેલ છે તે પદ્ધતિસર ઉકેલાવાય તે જરૂરી છે બાકી લેખને પૂરનો સાફ કર્યા વિના વિદ્વાન સ્વજનની મદદથી જેવા વાચી શકાયા છે તે નીચે રજુ કરેલ છે:—

ઉપરનો લેખ:

१ — मीर श्री पातसाह घोरी वे — —

२ — राज्ये वहकमन (?) पां (खां)न श्री न (?)

३ हा (?) पां (खां)नजी (? जा) मीरः । महसाण

४ वही फोटार (? कोठार) परगणि कही (?) इक (?) ह

५ —मलक श्री मवदलकमी (? फी) — —

६ — तमांमट (?) — तपाल - स्व श्री —

७ श्री मेसाण × × × × × × —

८ ... ..... ....... . . ...... ....... ..

નીચેનો લેખ:

स्वंत १६७५ वरखे फागण
शुद ७ सोम मलाट वीसल
नगरा गतघर (? गजधरः) श्री ममजी
सलाट श्री रामजी

---

० સમજુત:

१ વાચી ન શકાતા અક્ષરો ફક્ત શિરોરેખા દર્શાવી સૂચવ્યા છે.

२ વાચી શકાતા અક્ષરોમાં જેનો મરોડ વા અર્થ નથી સમજાતો તેવ અક્ષરો અન્ડર લાઈનથી દર્શાવી, બાજુમા કૌંસ કરી તેના મરોડ વ અર્થ સૂચવવા પ્રયત્ન કર્યો છે. પણ આવો પ્રયત્ન જ્યાં નથી થઈ શકયો ત્યા કૌંસમા ફકત પ્રશ્નાર્થક ચિહ્ન મૂકયું છે.

३ પથ્થર ખવાવાથી જે અક્ષરો નાબૂદ થયા છે તે આવા '×' ચિહ્ન થી સૂચવ્યા છે

४ ઉપરના લેખની આઠમી આખી પંકિત અને નીચેના લેખની છેલ્લી ચોથી પંકિતનો થોડો ભાગ વાંચી નથી શકાયો. બન્ને લેખ જુદીજુદી વ્યકિતઓની મદદથી વાંચ્યા છે.

(૧૨) શ્રી. જ. મો. મહેતા દ્વારા, પ્રાયઃ સને ૧૯૨૮–૨૯ માં પ્રકાશિત થયેલ, 'નવમી અને દશમી ગુજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ અને નિબંધ સંગ્રહ'માં, ઇતિહાસ વિભાગમાં, પૃ. ૨૫-૪૦ ઉપર શ્રી. ભરતરામ ભાનુસુખરામ મહેતાનો 'મહેસાણાની વાવનો શિલાલેખ અને અસદખાનનો તથા અમીનખાનનો ઇતિહાસ' નામનો લેખ પ્રગટ થયો છે. તે લેખમાં લેખકે શિલાલેખ વિષે આપેલી પ્રાથમિક માહિતી, શિલાલેખની માહિતી તથા શિલાલેખોનું ભાષાન્તર અહીં અક્ષરશઃ ઉધ્ધૃત કર્યું છે જયારે અસદખાન તથા અમીનખાન વગેરેની આપેલ માહિતીનો સાર ભાગ રજુ કર્યો છે. જે નીચે મુજબ છેઃ–

"વડોદરા રાજ્યના કડી પ્રાન્તનું મુખ્ય સ્થળ ગણાતા મહેસાણા કસ્બાની પૂર્વ દિશામાં ગામના લગભગ અંત ભાગે પૂર્વ પશ્ચીમ મોટી વાવ છે. તેમાં જે શિલાલેખ છે તેના આધારે આ લેખ તૈયાર કરવામાં આવ્યો છે.

"એ વાવની ખાસિયત એ છે કે, એને એ લેખની પાંચ નકલો એ ને એ વાવમાં જુદાંજુદાં પાંચ સ્થળે રાખેલી છે, એમ કહેવાય છે. આ વાત અશ્રુતપૂર્વ છે. તે પૈકીની બે નકલો તો મેં પોતે વાંચી જોઇ છે; અને બાકીની ત્રણ નકલો પાણીની અંદર છે, એમ એ વાવની બાજુમાં રહેતા વૃદ્ધ પૂજારીએ મને કહ્યું હતું. જે બે નકલો મેં વાચી છે તે પૈકીની પહેલી નકલ કાળમીંઢે પથ્થરના ઉપર કોતરેલી છે. અને વાવના સિંહ દ્વારમાં પેસતાં જમણી બાજુએ ખૂણામા ભીંતની અંદર તેને જડી દેવામાં આવેલી છે. તેની બીજી નકલ આરસપહાણના ઉપર કોતરેલી છે, અને વાવનાં પહેલાં વીસેક પગથિયાં ઉતરતાં જે પહેલું રમણું આવે છે તેની જમણી બાજુએ ગોખલામાં તેને જડી દેવામાં આવેલી છે હાલમાં એ ગોખલાની આગળ સળિયાની બારી મુકવામાં આવેલી છે, અને એ રીતે એ લેખનું સંરક્ષણ કરવામાં આવેલું છે એ બન્ને નકલોમાંનું લખાણ એકજ છે. એમ કહીએ તો ચાલે કાળમીંઢ પથ્થરના ઉપર કોતરેલી નકલ સ્વચ્છ છે; અને તેથી એ નકલના આધારે આ લેખ તૈયાર કર્યો છે.

"એ નકલના મથાળે ફારસી લિપિમાં છ લીટીઓ કોતરેલી છે, અને તેની નીચે બાળબોધ લિપિમાં ચોવીસ લીટીઓ કોતરેલી છે બાળબોધ લેખ આશરે ૧૫ તસુની ઊંચાઇનો અને ૧૨ તસુની પહોળાઇનો છે. દરેક અક્ષર આશરે ½ તસુની ઊંચાઇનો અને લગભગ તેટલીજ પહોળાઇનો છે.



બોત્તેર કોઠાની વાવ (અંદરનો ભાગ)

"આ લેખ કાંઇક અશુદ્ધ સંસ્કૃત ભાષામાં લખાયેલો છે, તેની લિપિના સંબંધમાં જણાવવાનું કે, 'ડ' ના બદલામાં 'ઢ' લખાયેલો છે; 'ણુ', 'લ', અને 'શ' વ્યંજન શુદ્ધ ગુજરાતી લિપિના છે; અને જોડા અક્ષર લખવામાં જૂની પદ્ધતિને અનુસરીને એક વ્યંજનની નીચે બીજો વ્યંજન લગભગ સર્વત્ર જોડવામાં આવેલો જોવામાં આવે છે. 'ડ્ડ' 'ર્મ' 'ર્ય' અને 'ર્વ': એ રૂપો અનુક્રમે 'ડ્ડ,' 'ર્મ,' 'ર્ય,' અને 'ર્વ': એ રૂપોના બદલામાં વપરાયાં છે. 'ખ' ના બદલામાં 'ષ' સર્વત્ર વપરાયો છે.

"સદરહુ લેખનું અક્ષરાંતર નીચે આપ્યુ છે—

(ફારસી લેખ)

૧ યાફ્તાહો

૨ બતોફીક ઇલાહી દર એહદે દોલત બાદશાહ દીપનાહ કહેફે અમાન

૩ ખદેવેજમાંન બવીએ મહાની ઊફીસ્તાની હજરત બાદશાહ આલમગીર ખલ્દલ્લાહ.

૪ મુસ્તહ્ઘુ અદનદોર સાહેબે મુલુકી નવાબ મહંમદ અમીનખાન વ જાગીરદારી અમાન મીરજાં મહંમદ બેટા જુબદતુલ ઈકરાન આ પીરજી

૫ ઇં બાવલી સાખના.

૬ બ તારીખ નહમ શહર રમજાનુલ મુબારક સન ૧૦૮૫.

(બાળબોધ લેખ)

१ श्री गणेशाय नमः

२ श्री शारदाये नमः श्री गुरुभ्यो नमः ॥ स्वस्ति श्री मन्नृपवी

३ क्रमार्क समयातीत संवत् १७३१ वर्षे शालीवाहन राज्या

४ त् शाके १५९६ प्रवर्तमाने दक्षियांयनगते श्री सूर्ये हेम

५ त ऋतौ मार्गशीर्ष मासे शुक्ल पक्षे १० तिथौ गुरु वा-

६ सरे याविपत्रमभिलिखितं । पातसाह श्री, अवरंग-

७ जेब गाद्री दिल्ली मध्ये विजयराज्यं क्रीयते तस्याग्रे

८ षीयांन श्री ५ नवाप अपदयांन धर्म न्याये प्रवर्त्तते त

९ दावेशात् श्री अहमदावाद थी राजनगरे नवाप श्री पु० महं

१० मद अमीपांन सोबे साहेब परगणें कडी कसबे महिसा

११ णां जागीर मीरजा साहेब महिमदबेग तदाग्रे [शकदार] मि

१२ रजा हासंबेग एवं विधायां राज्यावस्थां वर्तमानायां ॥ श्री

१३ माली ज्ञातिय लघुशाषाया धर्म धुरंधर साह श्री पु० तेज

१४ पाल सुत साह श्री ५ वका सुत साह श्री ५ वीरजी गृहे
१५ भार्य्या उभयकुल विशुद्धा साध्वी बाइ मांनबाई तदा
१६ त्मज साहश्री ५ गोकलदासकेन वापी करापिता श्री
१७ नारायण प्रीत्यर्थे परोपकाराय धर्मार्थं । तदा देशा
१८ त् तदुपरि विधायको कार्य्यस्थ नागर ज्ञातीय दवे वि
१९ ढलजी तथा त्रवाडी गणेशजी परमहित पूर्व्वकं सान्धनु
२० शिलं कृतं । सूत्राधार० सोमपरा ज्ञा० कृष्णदास शंक
२१ र विसलनगरा तथा वाछालादणा श्री रस्तु कल्या
२२ ण मस्तु । शुभ भवतु । नत्वा नत्वा भाविनो भुमि पाला
२३ न् भूयो भुयो याचते रामचद्रः सामान्योयं धर्मसे
२४ तुर्नृपाणां काले काले पालनियो भवद्भि ॥ श्री रस्तु ॥

સદરહુ લેખનું ભાષાંતર નીચે આપ્યું છે:—

( ફારસી લેખનું ભાષાંતર )

ઇશ્વરની કૃપાથી મુસલમાન બાદશાહના વીગતમાં એવા ધાર્મિક બાદશાહ મોટા શહેનશાહ ગાદીવાળા હજરત બાદશાહ આલમગીર, હમેશાં એમની ગાદી રહો. તેમના રાજ્યના નવાબ મહંમદ અમીનખાન સાહેબ, જેઓ જાગીરદાર હોદ્દેદાર છે, તેમના વખતમાં મીરઝામહંમદ બેગ તેમના વારસો પીરજીવાળાઓએ આ વાવ બનાવી છે. તારીખ ૯ રમજાન મુબારક સન ૧૦૮૫ હિજરી.

(બાળબોધ લેખનું ભાષાંતર)

શ્રી ગણેશાય (ગણપતિ) ને નમસ્કાર

શ્રી શારદા (સરસ્વતી) ને નમસ્કાર શ્રી ગુરૂઓને નમસ્કાર. કલ્યાણવાળા અને લક્ષ્મીવાન વિક્રમાદિત્ય રાજાના સમયના ગએલા સંવત ૧૭૩૧ ના વર્ષમાં, [એટલે કે] શાલિવાહન રાજાના રાજકાળનું શક ૧૫૯૬નું વર્ષ ચાલતુ હતુ ત્યારે, શ્રી સૂર્યનારાયણ દક્ષિણાયનમાં હતા ત્યારે, હેમંત ઋતુમા માગસર મહિનાના શુકલપક્ષની દશમી તિથિ ને ગુરૂવારે [આ] વાવનો લેખ લખ્યો. પાદશાહ શ્રી ઔરંગઝેબ ગાઝી દિલ્હીમા વિજય રાજ્ય કરે છે. તેની આગળ દિવાન શ્રી ૫ નવાબ અસદખાન ધર્મન્યાયે પ્રવર્તે છે. તેના હુકમથી શ્રી અમદાવાદ ના શ્રી રાજનગરમાં નવાબ શ્રી ૫ મહમદ અમીનખાન સુબા સાહેબ પરગણે કડી કસબે મહેસાણાના જાગીરદાર .છે.) મીરઝા સાહેબ મહમદ બેગ (છે) તેમની આગળ (ઠેકેદાર ?) મીરઝા હાસમબેગ (છે.) એ રીતે રાજવળિ પ્રવર્તે છે ત્યારે શ્રીમાળી જ્ઞાતિની લઘુ શાખાના

ધર્મધુરંધર શાહ શ્રી ૫ તેજપાળના પુત્ર શાહશ્રી વકાના પુત્ર શાહશ્રી ૫ વીરજીના ઘરમાં અને વિશુદ્ધ સાધ્વીબાઇ માનબાઇ પત્ની (છે) તેમના પુત્ર શાહ શ્રી ૫ ગોકળદાસે શ્રી નારાયણ પ્રીત્યર્થે, પરોપકારને માટે, ધર્માર્થે વાવ કરાવી તેના હુકમથી તે કામના ઉપર દેખરેખ રાખનાર નાગર જ્ઞાતીના દવે વિઠલજી તથા અવાડી ગઘિશજી .(એ બંનેએ) પરમહિતથી સ્વામીએ કરેલી આજ્ઞાને અનુસરીને [કામ] કર્યું (છે). સલાટ સોમપરા જ્ઞાતિના કૃષ્ણદાસ શંકર વિસલનગરા વાછા-લાડણા છે, લક્ષ્મી મળો. કલ્યાણ થાઓ શુભ થાઓ. ભવિષ્યના રાજાઓને નમી નમીને રામચંદ્ર યાચના કરે છે કે રાજાઓનો આ સામાન્ય ધર્મનિયમ છે [તો] આપે (આપના) પોતાના કાળમાં [તે] પાળવો જોઇએ. લક્ષ્મી પામો.

"આ લેખ સંવત ૧૭૩૧ ના માગસર સુદ ૧૦ ને ગુરૂવારના રોજ (સન ૧૬૭૪માં) કોતરાયેલો છે. તેની ૧૧ મી લીટીમાં 'શકદાર' શબ્દ વંચાય છે તેનો અર્થ બેસતો નથી. 'ઠેકેદાર' શબ્દનું એ સ્વરૂપ નહિ હોય ?

"આ લેખ પસંદ કરવાનું મુખ્ય કારણ એ છે કે, તેમાં ઔરંગઝેબ બાદશાહના સમયના જે અધિકારીઓનાં નામ આપવામાં આવેલાં છે તેમને લગતો ઇતિહાસ ગુજરાતી ભાષામાં કોઇપણ સ્થળે જોવામાં આવતો નથી. ઇતિહાસના ગ્રંથોમાં આવા નાના અમલદારોના સંબંધમાં વિગતવાર હકીકત આપી ન શકાય, એ કુદરતી છે; પરંતુ તેમના સંબંધમાં કેટલીક હકીકત જાણવા જેવી છે ..

"આ લેખમાં ઔરંગઝેબના નીચેના અમલદારોનાં નામ આપવામાં આવેલાં છે.

(૧) દિવાન નવાબ અસદખાન (૨) અમદાવાદના નવાબ મહમદ અમીનખાન (૩) મીરઝા મહેમદબેગ (૪) મીરઝા હાસમબેગ

(૧) અસદખાનઃ- આ અમલદારનું નામ મહમદ ઇબ્રાહીમ ઉર્ફે અસદખાન ઉર્ફે આસુફુદ્દૌલા ઉર્ફે જમ્લ-ઉલ-મુલ્ક ઉર્ફે અમીર-ઇલ-ઉમરા હતું. તે ઝુલારકારખાન કરમાનયૂનો પુત્ર હતો તથા સાદીકખાન મીર બક્ષીનો પૌત્ર હતો. અને ઝફરખાન વઝીરનો ભાણેજ હતો તેમજ યમનુદ્દૌલા આસફખાનનો જમાઈ હતો. અને ઔરંગઝેબનો માસો હતો તેનો જન્મ સન ૧૬૨૨માં થયો હતો અને ૨૭ મા વર્ષમાં તેને 'અસદખાન'નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.

ઔરંગઝેબ ગાદીએ આવ્યો ત્યારપછી તેણે પોતાના રાજકાળના

પાંચમા વર્ષમાં (સન ૧૬૬૨મા) અસદખાનને ૨૦૦૦ ઘોડેસ્વારો સાથે ૪૦૦૦ની મનસબદારી અર્પી અને ત્યારપછી ઝફરખાન વઝીર મરી જતાં પોતાના રાજકાળના તેરમા વર્ષમાં (સન ૧૬૭૦ માં) તેણે અસદખાનને નાયબ વઝીર તરીકે નીમ્યો. પાછળથી ઔરંગઝેબના રાજકાળના ઓગણીસમા વર્ષમાં તા. ૧૦ શબાનના રોજ (એટલે કે, તા. ૮-૧૦-૧૬૭૬ ના રોજે) અસદખાનને રત્નજડિત ખડિયો ઇનામમાં અપાયો. અને તે પાછો વડો વઝીર બન્યો. અને ૯૫ વર્ષની વયે સન ૧૭૧૭માં તે મરણ પામ્યો હતો.

(૨) **અમીનખાન** મહમદ અમીનખાન મીરમહમદ અમીન એ એનુ પુરૂં નામ હતુ. મુઅઝ્ઝમખાન મીર જુમલા આદસ્તાનીનો તે પુત્ર હતો. ઔરંગઝેબે તેની મનસબમા ૧૦૦૦ ઘોડેશ્વારોનો ઘટાડો કર્યો અને તેને ગુજરાતનો સુબો બનાવ્યો.

મહેસાણાની વાવનો શિલાલેખ કોતરાયો તે વખતે [સં. ૧૭૩૧ માં એટલે કે, સન ૧૬૭૪મા] તે ગુજરાતનો સુબો હતો + એમ એ લેખમાંથી સમજાય છે. વળી તે કડી પ્રાન્તના મહેસાણા કસ્બાનો જાગીરદાર હતો. એમ તેમાંથી જણાઇ આવે છે.

સન ૧૬૮૦માં બાદશાહનુ ફરમાન આવ્યુ તેથી તે અજમેર ગયો હતો.

હિજરી ૧૦૯૩ના રોજ અથવા તા. ૪-૬ ૧૬૮૨ એ તે અમદાવાદમાં +મરી ગયો. મસીર-ઉલ-ઉમરાના કહેવા મુજબ અમીનખાન મરી ગયો ત્યારે તેના સિત્તેર લાખ રૂપિયા; એક લાખને પાંત્રીસ હજાર અશરફીઓ અને ઇબ્રાહીમીઓ; ૭૬ હાથીઓ અને બીજી મિલ્કત જપ્ત કરવામાં આવ્યાં

તે પોતાની પાછળ કોઇપણ પુત્રને મુકતો ન ગયો. તેના ભાણેજનું નામ સૈયદ મહમદ હતું અને તેના જમાઈનુ નામ સૈયદ સુલતાન કરબલાઇ હતુ જે અમદાવાદના સૈયદોમા આગેવાન હતો...

+ હિજરી સન ૧૦૮૩ ની ૨૪ મી સફરે એટલે કે સંવત ૧૭૨૯ ના અસાડ વદિ ૧૧ તા. ૧૨-૬-૧૬૭૨ એ મોહમદ અમીનખાનને ગુજરાતની સુબેદારી પર મોકલ્યો હતો. જુઓ, ઔ૦ ના૦ ભા ૨.પૃ.૪૦

+ મહમદ અમીનખાને અમદાવાદમા સુતો હતો ત્યા તેને બાગ બનાવ્યો હતો. અને જજિયાવેરો તેના વખતમાજ નંખાયો હતો. જુઓ ગુ૦ પા૦ અ૦ જજિયાવેરો અકબરના વખતમાં શરૂ થયો હતો. પણ તે બંધ કરાતાં અમીનખાનના વખતમાં ફરી શરૂ થયો હતો.

મહમદ અમીનખાન ગર્વિષ્ઠ અને ગુમાની હતો. એ સમયે પ્રામાણિકપણામાં અને સત્યવાદીપણામાં તે અગ્રસ્થાન ભોગવતો હતો—તેના જીવનના છેવટના ભાગમાં તે ગુજરાતનો સુબો હતો. તે વખતે થોડા સમયમાં તે 'હાફીઝ' બની ગયો હતો. આથી કરીને ઔરંગઝેબ તેને 'મહમદ અમીનખાન હાફીઝ' કહેતો. તે કોઈપણ હિંદુને પોતાના ઘરમાં પેસવા દેતો નહિ. કોઇ મોટો રાજા તેના આવાસમાં આવી ચઢતો તો તેનાથી તેને ના કહી શકાતી નહિ તે તેને મળતો ખરો; પણ તે પાછો જતો ત્યારે તે પોતાના ઘરને ધોવડાવી નાખતો . અને શેતરંજી વગેરે બહાર કઢાવી નાખતો તથા પોતે પોતાનાં કપડાં બદલી નાખતો.

(૩ અને ૪) મહમદ બેગ * તથા હાસમબેગ આ બન્ને અમલદારો અસદખાન તથા અમીનખાન કરતાં નીચલી પાયરીના હતા. એમાં મહમદ બેગને ચૌદેક હજાર ઘોડેશ્વારો તથા દશેક હજાર કોળીઓ સોંપીને મરાઠાઓ સામે લડવા મોકલાયો હતો; આમ સન ૧૭૦૫માં તે નર્મદા નદીના કાંઠે છાવણી નાંખી પડયો હતો પણ ખંડેરાવ દાભાડેના લશ્કરે તેના પર અણધાર્યો હુમલો કરી તેને હરાવ્યો હતો.

(૧૩) મહેસાણામાં ચગોઠે, જ્યાં જૂની માંડવી થાય છે. ત્યાં ચારેક ફુટ ઊંચો અને દશેક ફુટ ગોળાઇનો ભયાવ્યાસનો ચોતરો છે. જેના ઉપર પાછળથી નંખાવાયેલો લોખંડનો ગોળ કઠેડો છે, જે ત્રણેક ફુટ ઉંચો છે. આ ચોતરાની વચ્ચે એક નાનીસી દેરી છે, તેમાં ભયા વ્યાસનાં પગલાં પધરાવેલાં છે. પગલાં ઉપર કોતરેલી સાલ નીચે પ્રમાણેછેઃ–

સં. ૧૯૦૫ ચૈત્ર વદિ [૪] બુધ

નોંધઃ–તોરણવાળી માતાના ગરબામાં ભયા વ્યાસના બલિદાનનો પ્રસંગ પણ ગુંથેલો છે. તેમાં શેર બુલંદખાન જજિયોવેરો લેવા મહેસાણામાં સં. ૧૭૫૩ માં આવ્યો હોવાનું, અને તે વેરો દુર કરાવવા ભયાવ્યાસે બલિદાન આપ્યાનું જણાવ્યું છે. જ્યારે મિરાતે અહમદી વૉ. ૨. ખ. ૧ પૃ. ૧૦૧ માં મોઢીખાનું હુલમાં મહેસાણે જવાથી મહેસાણામાં તે હિ. સ. ૧૧૩૮ (સં. ૧૭૮૩) માં આવ્યો હોવાનું જણાવ્યું છે એ કે આ અગાઉ સરબુલંદખાન સન ૧૭૧૩ માં અમદાવાદના નાયબ નાઝીમ તરીકે નીમાઇ આવ્યો હતો. તે વખત

* શાહજહાંનનો એક નોકર જેને જહાંગીરે 'જુલફીકારખાન'ની પદ્રિ આપી તે મહમદબેગ આ મહમદ હોવો સંભવી શકે જુઓ 'રાજસ્થાન' સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય પ્રકાશન આવૃત્તિ બીજી પૃ. ૧૮૪

ગુજરાતની સરહદમાં પ્રવેશતા લુંટાયો હતો. અને તે તેજ વર્ષમા દિલ્હી પાછો ગયો હતો. (જુઓ ગુ. સ. પૃ. ૩૩૧) વળી હિ. સં. ૧૧૩૦ માં તે પાટણનો સુબો હતો. (જુઓ મિ. અ. વો. ૨, ખં. ૧, પૃ. ૨૬) હિ. સ. ૧૧૩૮ માં આવ્યા પછી સને ૧૭૩૧ સુધી અમદાવાદના સુબા તરીકે તે રહ્યો હતો અને જજિયોવેરો સન ૧૭૧૯ માં બંધ થયો હતો. એટલે લાગે છે કે સર બુલંદખાન ગુજરાતમાં એકથી વધુ વખત આવ્યો હશે. અથવા ગરબામાં જણાવેલી સાલ કાંઇક ચુક ભરી હશે સાલ ગમે તે હોય ભયાવ્યાસે મહેસાણા પરનો જજિયોવેરો દુર કરાવવા બલિદાન આપ્યું હોઇ તે વખત તેમના સ્મરણ સારૂ કાઠ નાનુ સ્મારક કર્યું હશે. જે પાછળથી થોડાક મોટા સ્વરૂપમાં, એટલે કે હાલ છે તે સ્વરૂપમા કરાયેલુ છે. અને તે સ્મારક પગલાં પર કોતરાયેલી સાલ મુજબ સં. ૧૮૦૫ માં થયેલુ છે.

(૧૪) રાજય મહેલ કમ્પાઉન્ડમા રાજય મહેલથી અગ્નિ ખૂણે ત્રણસોહ ફુટના અંતરે એક યુરોપિયન લશ્કરી અમલદારની કબર છે. તેના પર નીચે પ્રમાણે લેખ છે-

Sacred
To The Memory
of
Liut L. R. A. Colebrooke
H. M. S 83 rd Regiment
Who Died
At Mysana of Cholera
On The 29 April 1860
Deeply lamented By
His Brother Officers
By Whom
This Table has been Erected
Sohe Civethhls Beloved Sleep
Psalm Cxxvli V, 2

નોંધઃ- ગેઝેટિયર ઓફ ધ બરોડા સ્ટેટ વો. ૨માં જણાવેલ છે કે, 'મહેસાણામાં, રાજમહેલ ફરતો સુંદર બગીચો છે જે રેલ્વે સુધી લંબાયેલો છે એના એકાંત ખૂણામાં બ્રિટીશ ઓફીસર, જે અહીંના કેમ્પમાં હતો, તે મરી ગયો હતો, તેની કબર છે." ગેઝેટિયરમાંનો આ ઉલ્લેખ ઉકત લેખવાળી કબર વિષેજ છે, એમ લાગે છે

(૧૫) મહેસાણામાં. પશુચિકિત્સાલયના કમ્પાઉન્ડમાં કે જે કમ્પાઉન્ડ

ગેઝેટિયર પ્રમાણે પૂર્વે રાજમહેલના કમ્પાઉન્ડનો ભાગ હતું તેમાં એક કબર છે, જે બે ખ્રિસ્તી બાલિકાઓની છે. તે પર અંગ્રેજી ભાષામાં લેખ છે, તેનું ભાવાર્થરૂપ ભાષાન્તર નીચે પ્રમાણે છે.

મિસિસ રાલીની બે લાડલી પુત્રીઓઃ લીઝી અને એગ્ની, કે જેઓ ઇ. સ. ૧૮૭૬ની ૨૫મી જુને કોલેરાથી મરણ પામી, તેઓનું આ સ્મારક છે.

નોંધ: મહેસાણામાં રાલી બ્રધર્સની પેઢી હોવાનો ઉલ્લેખ પણ ગેઝેટિયર ઓફ ધ બરોડા સ્ટેટ વો. ૨માં છે તો ઉક્ત સ્વર્ગસ્થ બાલિકાઓ કદાચ એ કુટુંબની હોય !

(૧૬) મહેસાણામાં, વણીકર કલબના મુખ્ય પ્રવેશ દ્વારા આગળ, જમણી બાજુની દીવાલ પર નીચે મુજબ લેખ છે—

Vaniker Club Building
Erected
In the 29 th year of Reign of
H. H. Maharaja Sayajirao Gaekwar of Baroda.

In commemoration of the Valuable services of Rao Bahadur Vinayekrao Yadavrao Vanikker M. A. Subha. Kadi Division, Rendered during The great famines of 1899 & 1900.

Donors:-
Sheth Yusafalli Ibramji Bandukwalla.
Sheth Alibhai Jivajee Madraswalla.
Designed & Executed by:-
Rao Bahadur Motibhai B. Patel E. A. M. I. M. E.
Contractor Mr. Chunilal Laxmiram
Samvat 1960 1904 A. D.

(૧૭) મહેસાણામાં, હાલના સ્મશાનમાં આવેલ ધર્મશાળા (વિશ્રાન્તિ સ્થાન) પરનો લેખ—

॥ श्री ॥

श्री गणेशाय नमः संवत १९६८
शाके १८३४ सने १९१२ आ-
षाढ शुक्ला ११ भौमेः वडोदरा राज्ये
महाराज श्री सयाजीराव राज्या-
श्रित श्री मेहेसाणा नगरस्थ
विशाविशावाळ ज्ञाति श्रेष्ठ श्री

पं: रणछोडदास सुंमस्तरामक
स्य. विधवा भार्या बाई उजमः त
या ॥ आत्मना सद्दस्व पूर्वजानां
वैकुंठ लोक प्रात्यर्थं इयं कुपेण स
हिता धर्मशाला श्रीकृष्न प्रीत्यर्थः
कारि साधर्मात्मना सदा रक्षणीय ।

(૧૮) મહેસાણામાં. રાજમહેલ આગળ, શ્રીમંત સયાજીરાવ (ત્રીજા) ની પ્રતિમા નીચેના પથ્થર પર પ્રતિમાના ડાબા હાથ તરફ નીચે મુજબ લેખ છે—

F. Derwentwood, R. A. 1926
Compleeted by
Maurice Lambert 1926

(૧૯) મહેસાણામાં, "ધૂણપુ" નામે ઓળખાતા તળાવમા, ચારે તરફ દશેક ફુટ ઊંચાઈનો એવો એકેક સ્તંભ છે. આ ચારે સ્તંભ ઉપર લેખ છે જે દરેકમાં એનો એ છે. આ સ્તંભો બે ઉપયોગ સારે છે: એક તો લેખ જાહેર કરવાનો; ને બીજો, તળાવમાં પાણી કેટલું હશે તેનો ખ્યાલ આપવાનો. સ્તંભ પર નીચે મુજબ લેખો છે—

સદરહુ તળાવમાં કોઈએ માછલાં મારવાં નહી એવો પોલીસ નિબંધની કલમ ૧૧/૧(ક) અન્વયે હુકમ કરવામાં આવે છે.

મહેસાણા. આર. એચ. દેસાઇ.
તા. ૨૦-૮-૧૯૨૮ ક. પ્રા ફો. ન્યા. વ.

(૨૦) મહેસાણામાં, સ્મશાન પાસેના પૂર્વ તરફના ટેકરા પર એક દેરી છે, તે દેરી નીચે લેખ છે, જેમાં વિશેષ વિગત નથી પણ માહિતી પ્રમાણે તે દેરી ગાર્ડ પારસી બમનજી કે જે નાટક કંપની ચલાવતો હતો. તેની ઉપ-પત્ની કેસરબાઈની છે; ને દેરી વિક્રમના વીસમા સૈકામા બંધાયેલી છે. લેખ નીચે મુજબ છે—

*આ ડેરી તે ઠાઠીવાવાડી કેસરબાઇની છે તે ડુંગર પુરી... ..*

(૨૧) મહેસાણામાં પાર્શ્વનાથ અને સુમતિનાથ એ બે મૂળનાયકવાળા મોટા જૈન દેરાસરમાં; ઉજ્જયંતગિરિ (શેત્રુંજયતીર્થ; ગિરનાર)ના, ઉત્તરાભિમુખ પટ ઉપરનો લેખ—

પરમ પૂજ્ય પરમ ઉપકારી શાશન મુનિ રવિસાગરજી મહારાજના પરમ રાગી ભોજક ડાકોર લાલચંદ ડોસાભાઇ તથા તેમનાં ધર્મપત્ની સૌ૦ જડીબાઇ મહેસાણાના જણુ બેએ પોતાની હયાતીમાં પોતાના

આત્માના અર્થે મહાતીર્થ શ્રી ઉજ્જયંત ગિરિનો આ પટ શ્રી ચતુરવિધ શ્રી સંઘના દર્શનાર્થે તૈયાર કરાવી ખુલ્લો મૂકી અર્પણ કર્યો છે, સં. ૧૯૯૧ [પોષ વદિ ૭ શનિ] વાર. *

(૨૨) મહેસાણામાં પ્રાન્ત પંચાયત (હાલ જિલ્લા લોકલ બોર્ડ) ની કચેરી આગળ શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડની પ્રતિમા નીચે દેવ-નાગરી લિપિમાં નીચે મુજબ લેખો છે—

શ્રી
લેફ્ટેનન્ટ કર્નલ શ્રીમંત સરકાર
ફરજંદ-ઇ-ખાસ દૌલત-ઇ-ઇંગ્લિશિયા,
મહારાજા સર પ્રતાપસિંહ ગાયકવાડ
એઓશ્રીએ સ્થાનિક પંચાયતને ચુંટણીના
પ્રજાકીય અધ્યક્ષ આપી પ્રજાને સંતોષી છે. તેમ
મહેસાણા પ્રાન્ત પંચાયતને પોતાનું મકાન બાંધ
રાજમહેલના પટાંગણમાં જમીન બક્ષીસ આપેલી
તેઓશ્રીની વારંવાર આપેલી દેણગીઓ
તથા સહાનુભુતિની યાદગીરી માટે
આ પ્રતિમા મુકવામાં આવી છે.
કુલ ખર્ચ રૂા ૪૨૫૦
સન ૧૯૪૪

(૨૩) મહેસાણામાં, સ્મશાનમાં શબ બાળવાનાં લાકડાં રખાય છે. તે 'કાષ્ટઘર' ઉપર લેખ છે. જેમાં આ મકાન તા ૪-૧૦-૪૬એ, હિન્દુ મહાસભાની વ્યવસ્થા નીચે, રૂા. ૨૧૬૪-૫-૦ના ખર્ચે તૈયાર કર્યાનું જણાવ્યું છે. ને તે નીચે આ અંગે ફાળો આપનાર દાતાઓનાં નામ જણાવ્યાં છે

## ૭ તામ્રપત્ર

ઉલ્લેખ પહેલો:—

પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમ, મુંબઇના આર્કીઓલોજીકલ સેકસનના કયુરેટર શ્રી. ગિરજાશંકર વલ્લભજી બી એ, એમ. આર. એ. એસ. એ 'ગુજરાતના ઐતિહાસિક લેખો' નામક પુસ્તક ત્રણ ભાગમાં તૈયાર કરેલ છે. તે ત્રણે ભાગ ક્રમશઃ સન ૧૯૩૩, ૧૯૩૫

* આ પટ કરાવનાર લાલચંદ તથા જડીબાઇ એ અનુક્રમે મારા પિતામહ ને પિતામહી થાય. આ પટની પ્રતિષ્ઠા યોગનિષ્ઠ આચાર્ય બુદ્ધિસાગરજીના પટ્ટધર મુનિ શ્રી ઋદ્ધિસાગરજીએ કરી હતી.

અને ૧૮૪૭મા શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુબઈ દ્વારા પ્રસિદ્ધ થયેલ છે આ પૈકી બીજા ભાગમા પૃ ૭૮ ઉપરનું લેખાક ૧૫૮વાળુ તામ્રપત્ર, પાટણમાથી જડી આવેલુ, ભીમદેવ બીજાનુ દાનપત્ર છે જે આ અગાઉ ઇન્ડીયન એન્ટીકવેરી' વોલ્યુમ ૧૧ પૃ ૭૧મા પણ પ્રસિદ્ધ થયેલુ છે દાનપત્ર સવત ૧૨૫૬મા લખાયેલુ છે અને તેમા મહિસાણા ગામના આનલેશ્વર દેવની ભુમિની પાસેની જમીન ઝાડ વગેરે સાથે 'સહિરણ્યભાગ ભોગ' રાયકવાળ જ્ઞાતિના બ્રાહ્મણ જયોતિ (જોષી) સોઢલના પુત્ર આસધરને દાનમા આપી હોવાનો ઉલ્લેખ છે દાનપત્રનુ સમગ્ર લખાણ બે પતરામા વહેચાયેલુ છે એમા પહેલા પતરામા ૨૧ અને બીજા પતરામા ૨૨ એમ કુલ ૪૩ પક્તિઓમા લખાણ સમાયેલુ છે આ દાનપત્રનો, આપણને જરૂરી ભાગ નીચે મુજબ છે—

અક્ષરાન્તર

પતરૂ પહેલુ

१५ . .... . .. श्रीमद्भीमदेव स्वभुज्य
१६ मानदंडाद्दीपथकान्त पतिन समस्त राजपुरुषान् ब्राह्मणो त्तरांस्तन्नियु
१७ क्ताधिकारिणो जनपदाश्च बोधयत्यस्तु च संविदित यथा ॥ श्रीमद्विक्रमादित्योत्पादित
१८ सवत्सरशतेषु द्वादशसु षट्पंचाशदुत्तरेषु भाद्रपद मास
१९ कृष्णपक्षामावास्याया मो [भौ]मवारेऽत्राकतोऽपि संवत् १२५६ लौ. भाद्रपद
२० वदि १२ भौमेऽस्यां सवत्सरमासपक्षवार पूर्विकायां तिथावद्येह श्रीम-
२१ दणहिलपाटकेऽमावास्यापर्वणि स्नात्वा चराचर गुरु भग वन्तं भवानी

पतरૂ બીજુ

२२ पतिमभ्यर्च्य ससारासारता विचिन्त्य नलिनीदलगतजललव तरलतरं प्रा-
२३ णितव्यमाकलय्यैहिकमामुष्मिक च फलमगीकृत्य पित्रोरा त्मनश्च पुण्य
२४ यशोभिवृद्धये पत्रा ग्रामे पूर्वादिग्भागे महिसाणा ग्रामीय श्री आनलेश्वर दे
२५ वसक्त भूमील ग्नपार्श्व [श्च] उलिग्राममार्गवामपक्षे भूमि वि ९ मयविशेपे के [?] जां

२६ तद्दल ४चतुर्णां हलानां भूमी स्वसीमापर्य्यन्ता सवृक्षमाला-
कुला सहिरण्य भा

२७ गभोगाकाष्टतृणोदकोपेता सर्वादायसमेता रायकवाल ज्ञातीय
ब्राह्मण

२८ ज्योति सोढल सुत आसधराय शासनेनोदकपूर्व्वमस्माभिः
प्रदत्ता ॥ अ

२९ स्या भूमेराघाटायथा ॥ पूर्वतो वारडखलयोः क्षेत्रेषु सीमा ।
दक्षिणतो रा

३० जमार्गः । पश्चिमतः श्री आनलेश्वरदेवक्षेत्रेषुसीमा । उत्तरतो
बाऊंयथि

३१ ह्येपेक ग्रा० गांगासकडोहलिका ग्रामयोः सीमा । एवममी
भिराघाटैरु

३२ पलक्षिता भूमिमेनामवगम्य एतद्ग्रामनिवासिजन पदैर्यथादी-
यमानभा

३३ गभोगकरहिरण्यादिसर्व्वं सर्व्वदाज्ञा श्रवण विधेयैर्भूत्वाऽमु-
ष्मै ब्राह्मणाय

३४ समुपेनतव्यं । ......... ....... . ............ ..... .........

ઉક્ત દાનપત્રવાળા આખા તામ્રપત્ર-લેખના સારરૂપ ભાષાન્તર સંપાદકે આપેલું છે તે ટુંકમાં નીચે મુજબ છેઃ—

અણહિલ પાટકમાં રાજા ભીમદેવ બીજો દંડાહિપથકના રાજ પુરૂષો અને પ્રજાને વિક્રમ સંવત ૧૨૫૬ (ઈ. સં. ૧૨૦૦) ભાદ્રપદ, અમાસને મંગળવારે નીચેનું દાન જાહેર કરે છેઃ—

દાનનું પાત્ર-રાયકવાળ બ્રાહ્મણ જ્ઞાતિના જ્યોતિ સોઢલનો પુત્ર આસધર.

દાનની વસ્તુ-કડા ગ્રામમાં પૂર્વ ભાગે, મહિસાણા ગામના આનલેશ્વર

દેવની ભૂમિની પડોશની અને ડાબી તરફ ઉલિગ્રામ જતાં માર્ગ
વાળી ચાર (૪) હલવાહ ભુમિ જેની સીમાઃ—
પૂર્વે બારડ અને ખલનાં ક્ષેત્રો
દક્ષિણે—રાજમાર્ગ
પશ્ચિમે – આનલેશ્વરદેવ[1]નાં ક્ષેત્રો

---

૧ આનલેશ્વર દેવ એ રાણા આનાના નામે બંધાવાયેલું પ્રાયઃ મહાદેવનું મંદિર હશે અને તે સોલંકી રાણા આનાએ પોતે પોતાના નામે કે તેના પુત્ર લુણપસાકે પોતાના પિતાના નામે બંધાવ્યું હશે, કેમકે આ લુણપસાક કે જે સં. ૧૨૨૯ માં રાજા અજયપાલ તરફથી ઉદયપુર ખાતે નીમાયેલ દંડનાયક હતો (જુઓ ગુ. ઐ. લે. ભા. ૨, લેખાંક ૧૫૬) તેણે પોતાના પિતા આના તથા માતા સલખણાના

ઉત્તરે—ગાંગાસકત નેવાંઉય આદિ નજીક ડોહલિકા[2] ગામની સીમા.

રાજપુરોષો—લેખક, વૈજલનો પુત્ર મહાક્ષપટલિક કુંવર

દુતક, મહા સાંધિવિગ્રહિક ઠકર ભીમાક

ઉકતદાન પત્ર નીચે **શ્રી ભીમદેવસ્ય** એ રીતે દાન આપનાર રાજાની સહી છે.

## ૮ પ્રકીર્ણ ઉલ્લેખો

આ ઉલ્લેખો મુખ્ય બે પ્રકારના છે. એક જેમાં મહેસાણા વિષે સીધો ઉલ્લેખ હોય એવા; ને બીજા મહેસાણા-ઇતિહાસને આડકતરી રીતે સ્પર્શતા. આ બે પ્રકારના ઉલ્લેખો પાછા બબ્બે પ્રકારના છેઃ એક આધારભૂત એટલે કે, પ્રસિદ્ધ થયેલા ને બીજા અશ્રુતપૂર્વ એટલે કે મૌખિક મળેલા. મૌખિક ઉલ્લેખોમા સમય નિર્દેશન માટે, પચાસથી બસો વર્ષ માટે 'પૂર્વે'' તથા તેથી જુના સમય માટે 'અગાઉ' શબ્દ નો પ્રયોગ મેં કર્યો છે.

વડોદરા રાજયના સુબા શ્રી ભાટે સાહેબે કાઢેલ પરિપત્રને અનુસરી સને ૧૯૩૬ માં મહેસાણાની સરકારી ગુજરાતી શાળા નં. ૧ ના શિક્ષક શ્રી ભટ મોતીલાલ સુખદેવ મહેસાણાવાળાએ, મહેસાણા વિશેનો નિબંધ મોકલ્યો હતો જેમાં તેમને રૂા ૨૫ નું ઇનામ પ્રાપ્ત થયું હતું. અને સને ૧૯૩૭ માં મહેસાણાના શેઠ ડાહ્યાભાઇ ઘેલાભાઈએ મહેસાણા વિષેની મોટે ભાગે જૈન દેરાસરો. સંસ્થાઓ અને તેના કાર્યવાહકોને લગતી વિગત કેટલાક વૃદ્ધો (જેમાં આ લેખકના પિતામહ પણ હતા) ને પૂછી પુછીને એકઠી કરી જૈન સુધારાખાતાના એક પત્રકમાં ઊતરાવી હતી, આમ એકવીસ વર્ષ ઉપર થયેલા આ બન્ને પ્રયાસો

---

શ્રેયાર્થે તેઓના નામે આનલેશ્વર' તથા 'સલખણેશ્વર' નામના મંદિર શંખેશ્વરમાં બાંધ્યાં હતાં. કે જેના માટે જયંતસિંહે સં. ૧૨૮૦ માં સામ્પાવાડા ગામ. અને ભીમદેવ બીજાએ દેવાઉ ગામ દાન આપ્યુ હતું. ( જુઓ ગુ. ઐ. લે ભા. ૨ લેખાક ૧૬૫ તથા ૧૭૦ ) વળી આનાના પૌત્ર અર્થાત લૂણુપસાકના પુત્ર વીરમે પણ ઘુસડી ગામમાં પોતાના નામે વીરમેશ્વર નામનું મંદિર બાંધ્યું હતું. કે જેને માટે ભીમદેવ બીજાએ સં. ૧૨૯૫ એક ગામનુ દાન કર્યું હતું ( જુઓ ગુ. ઐ લે ભા ૨, લેખાંક ૨૦૧ )

૨ **'લેખપદ્ધતિ'** પૃ. ૨૩ ઉપર **'ડોહલિકા'** શબ્દ ટુંકમાં આ પ્રમાણે વપરાયો છે; **'श्रीकरणविदितं स्वकीयां भूमिं निः सन्देहां विधाय डोहलिका भूमेः व्यापेघः कारितः।"** આ શબ્દની ચર્ચા માટે જુઓ **'લેખપદ્ધતિ'** પૃ. ૧૧૧

સંગ્રહિત થયેલી વિગતો જે મોટા ભાગે અશ્રુતપૂર્વ વિગતો છે, તે મને મળી હોઈ તે પૈકી જરૂરી વિગતોનો × ઉપયોગ કર્યો છે

(૧) મહેસાણાના શ્રી સંઘના કેટલાક હસ્તલિખિત ગ્રંથોઃ—

| પોથી નંબર | નામ | પૃષ્ટ સંખ્યા | વિશેષ હકીકત |
|---|---|---|---|
| ૭૪ | પર્યુષણા કલ્પ | ૭૪ | સં ૧૮૭૨ મહેસાણા |
| ૧૩૩ | ગુરૂતત્વનિશ્ચય | ૨૩૮ | લિખિતમ્ જોષી સીરીનાથ ગામ મહેસાણા મધ્યે |
| ૩૯૭ | કલ્પસૂત્ર બાળબોધ | ૯૧ | સં. ૧૯૨૪ ઉપકેશગચ્છે, કુંદકાચાર્ય સંતાને રામતિલક અમર સુંદર ગણપતિ, રાણા રાજસિંગ રાજ્યે |
| ૪૧૧ | શ્રી શાંતિનાથ ચરિત્ર ટબો | ૩૬૧ | સં. ૧૭૯૯ વિજયદાન, મેઘ, લક્ષ્મીભાણ, વિજય, દીપ, રૂપકલક, વિહુઓ, હીર ક્ષમ્માલાલ ગય |
| ૪૩૫ | શ્રીચંદ્રચરિત્ર ટબો | ૩૦૫ | સં. ૧૮૯૦ મહેસાણ મનરંગપાર્શ્વ૦ વિજય રત્ન, હેમ૦ તેજ૦ ભક્તિ૦ ચતુર૦ સુરેન્દ્ર. |
| ૪૪૦ | મહિપાલ ચરિત્ર | ૨૩૦ | સુમતિ૦ ગૌતમ૦ રૂપ૦ ખુશાલ૦ હર્ષ૦ સં. ૧૮૪૯ શંકર |
| ૪૭૨ | સુસઢ ચરિત્ર | — | સં. ૧૬૮૬ મહેસાણા મનરંગપાર્શ્વ૦ ચતુર૦ પ્રેમ૦ સુરેન્દ્ર૦ |

(૨) વરસોડા તથા માણસાના ચાવડા રાજાના પૂર્વજો અસલ જૈન ધર્મી હતા વનરાજની પૂર્વેના તેમના વંશના ૩૦-૩૨ રાજાઓ જૈન ધર્મી હતા. એવું લાડોલના જૈન મહાત્મા મણિલાલજીની વહીમાં લખેલું છે. અને તે વહી જુની છે. વનરાજ પછીના વંશજો જે જૈન તરીકે કાયમ રહ્યા તે શ્રીમાળી કોમમાં ભળેલા છે, માણસામાં ઉપ-ખલીયા વીશા શ્રીમાળીઓ છે તે અસલ વનરાજના વંશજ ગણાય છે. વનરાજની ૨૦ મી કે ૨૫ મી પેઢીએ હાલ માણસાના ઠાકોર આવેલા છે.

× નોધઃ-ઉકત હસ્ત-પ્રતોની નોંધ, સં ૧૯૯૦ માં ગુણસાગરજીએ તૈયાર કરેલ મહેસાણાના શ્રી સંઘના હસ્તલિખત ગ્રંથોના હસ્તલિખિત લિસ્ટના આધારે મે આપી છે આ અપ્રસિદ્ધિ લિસ્ટ તથા ખંભાત, લીંબડી, પાટણ, જેસલમેરના ભન્ડારોની પ્રગટ થયેલ ગ્રંથ સૂચીઓ પણ મેં જોઇ હતી. આ એકેયમાથી ખાસ માહિતી મળી નથી, માત્ર મહેસાણાના ઉકત હસ્તપ્રતોની નોંધ થોડીક ઉપયોગી હોવાથી અહીં આપીછે.

ઉત્તરે—ગાગાસકત નેવાઉય આદિ નજીક ડોહલિકા[૨]
ગામની સીમા.

રાજપુરોષો—લેખક, વેજલનો પુત્ર મહાક્ષપટલિક કુંવર
દુતક, મહા સાધિવિગ્રહિક '૬ર ભીમાક

ઉકતદાન પત્ર નીચે શ્રી ભીમદેવસ્ય એ રીતે દાન આપનાર રાજાની સહી છે

## ૮ પ્રકીર્ણ ઉલ્લેખો

આ ઉલ્લેખો મુખ્ય બે પ્રકારના છે એક જેમા મહેસાણા વિશે સીધો ઉલ્લેખ હોય એવા, ને બીજા મહેસાણા-ઈતિહાસને આડકતરી રીતે સ્પર્શતા આ બે પ્રકારના ઉલ્લેખો પાછા બબ્બે પ્રકારના છે એક આધારભૂત એટલે કે પ્રસિદ્ધ થયેલા ને બીજા અશ્રુતપૂર્વ એટલે કે મૌખિક મળેલા મૌખિક ઉલ્લેખોમા સમય નિર્દેશન માટે પચાસથી બસો વર્ષ માટે 'પૂર્વે'' તથા તેથી જુના સમય માટે 'અગાઉ' શબ્દ નો પ્રયોગ મે કર્યો છે.

વડોદરા રાજયના સુબા શ્રી ભાટે સાહેબે કાઢેલ પરિપત્રને અનુસરી સને ૧૮૩૬ મા મહેસાણાની સરકારી ગુજરાતી શાળા ન ૧ ના શિક્ષક શ્રી ભટ મોતીલાલ સુખદેવ મહેસાણાવાળાએ મહેસાણા વિશેનો નિબધ મોકલ્યો હતો જેમા તેમને રૂ ૭૫ નુ ઇનામ પ્રાપ્ત થયુ હતુ અને સને ૧૮૩૭ મા મહેસાણાના શેઠ ડાહ્યાભાઇ ઘેલાભાઈએ મહેસાણા વિષેની મોટે ભાગે જૈન દેરાસરો સસ્થાઓ અને તેના કાર્યવાહકોને લગતી વિગત કેટલાક વૃદ્ધો (જેમાં આ લેખકના પિતામહ પણ હતા) ને પૂછી પૂછીને એકઠી કરી જૈન સુધારાખાતાના એક પત્રકમા ઊતરાવી હતી, આમ એકવીસ વર્ષ ઉપર થયેલા આ બન્ને પ્રયાસો

---

શ્રેયાર્થે તેઓના નામે આનલેશ્વર' તથા 'મલખણેશ્વર' નામના મદિર શખેશ્વરમા બાધ્યા હતા. કે જેના માટે જયતસિહે સ ૧૨૮૦ મા સામ્પાવાડા ગામ અને ભીમદેવ બીજાએ દેવાઉ ગામ દાન આપ્યુ હતુ (જુઓ ગુ એ લે ભા ૨ લેખાક ૧૬૫ તથા ૧૭૦ ) વળી આનાના પૌત્ર અર્થાત લુણપસાકના પુત્ર વીરમે પણ ઘુસડી ગામમા પોતાના નામે વીરમેશ્વર નામનું મદિર બાધ્યું હતુ કે જેને માટે ભીમદેવ બીજાએ સં ૧૨૯૫ એક ગામનું દાન કર્યું હતુ ( જુઓ ગુ. એ લે ભા ૨, લેખાક ૨૦૧ )

૨ લેખપદ્ધતિ' પૃ ૨૩ ઉપર 'ડોહલિકા' શબ્દ ટુકમા આ પ્રમાણે વપરાયો છે, 'श्रीकरणविदित स्वकीया भूमि निः सन्देहा विधाय डोहलिका भूमे व्यापेय कारितः।" આ શબ્દની ચર્ચા માટે જુઓ લેખપદ્ધતિ' પૃ. ૧૧૧

સંગ્રહિત થયેલી વિગતો જે મોટા ભાગે અશ્રુતપૂર્વ વિગતો છે, તે મને મળી હોઈ તે પૈકી જરૂરી વિગતોનો × ઉપયોગ કર્યો છે

(૧) મહેસાણાના શ્રી સંઘના કેટલાક હસ્તલિખિત ગ્રંથો:—

| પોથી નંબર | નામ | પૃષ્ટ સંખ્યા | વિશેષ હકીકત |
|---|---|---|---|
| ૭૪ | પર્યુષણા કલ્પ | ૭૪ | સં ૧૮૭૨ મહેસાણા |
| ૧૩૩ | ગુરૂતત્વનિશ્ચય | ૨૩૮ | લિપિકૃતમ્ જોષી સીરીનાથ ગામ મહેસાણા મધ્યે |
| ૩૯૭ | કલ્પસૂત્ર બાળબોધ | ૯૧ | સં. ૧૭૨૪ ઉપકેશગચ્છે, કુંદકાચાર્ય સંતાને રામતિલક અમર સુંદર ગણુ-પતિ, રાણા રાજસિંગ રાજ્યે |
| ૪૧૧ | શ્રી શાંતિનાથ ચરિત્ર ટબો | ૩૬૧ | સં. ૧૭૯૯ વિજયદાન, મેઘ, લક્ષ્મી-ભાણ, વિજય, દીપ, રૂપકલક, વિસુઓ, હીગ ક્ષમ્માલાલ રાય |
| ૪૩૫ | શ્રીચંદ્ર ચરિત્ર ટબો | ૩૦૫ | સં. ૧૮૯૦ મહેસાણુ મનરંગપાર્શ્વ૦ વિ-જય રત્ન, હેમ૦ તેજ૦ ભક્તિ૦ ચતુર૦ સુરેન્દ્ર. |
| ૪૪૦ | મહિપાલ ચરિત્ર | ૨૩૦ | સુમતિ૦ ગૌતમ૦ રૂપ૦ ખુશાલ૦ હર્ષ૦ સં. ૧૮૪૯ શંકર |
| ૪૭૨ | સુસઢ ચરિત્ર | — | સં. ૧૬૮૯ મહેસાણુ મનરંગપાર્શ્વ૦ ચતુર૦ પ્રેમ૦ સુરેન્દ્ર૦ |

(૨) વરસોડા તથા માણુસાના ચાવડા રાજાના પૂર્વજો અસલ જૈન ધર્મી હતા વનરાજની પૂર્વેના તેમના વંશના ૩૦-૩૨ રાજાઓ જૈન ધર્મી હતા. એવું લાડોલના જૈન મહાત્મા મણિલાલજીની વહીમાં લખેલું છે. અને તે વહી જુની છે. વનરાજ પછીના વંશજો જે જૈન તરીકે કાયમ રહ્યા તે શ્રીમાળી કોમમાં ભળેલા છે, માણુસામાં ઉબ-ખલીયા વીશા શ્રીમાળીઓ છે તે અસલ વનરાજના વંશજ ગણાય છે. વનરાજની ૨૦ મી કે ૨૫ મી પેઢીએ હાલ માણુસાના ઠાકોર આવેલા છે.

× નોધઃ-ઉક્ત હસ્ત-પ્રતોની નોધ, સં ૧૯૯૦ માં ગુણુસાગરજીએ તૈયાર કરેલ મહેસાણાના શ્રી સંઘના હસ્તલિખત ગ્રંથોના હસ્તલિખિત લિસ્ટના આધારે મે આપી છે. આ અપ્રસિદ્ધિ લિસ્ટ તથા ખંભાત, લીંબડી, પાટણુ, જેસલમેરના ભન્ડારોની પ્રગટ થયેલ ગ્રંથ સૂચીઓ પણુ મેં જોઇ હતી. આ એકેયમાંથી ખાસ માહિતી મળી નથી, માત્ર મહેસાણાના ઉકત હસ્તપ્રતોની નોંધ થોડીક ઉપયોગી હોવાથી અહીં આપીછે.

—સ ૧૯૭૩મા પ્રકાશિત જૈ ધા પ્ર સે સ ભા ૧ પ્રસ્તાવના પૃ ૮
૩) મહેસાણા તાલુકામા બે ગામ મેવાસી વહીવટના હતા આ ગામો મૂળ ઠાકરડા લોકોની માલીકીનાં હતાં છતા કાળક્રમે સરકાર વહીવટમા આવેલા છે —કડી પ્રાન્ત સર્વસંગ્રહ પૃ ૨૭૭ ૮૮
(૪) કડી પ્રાતના મહેસાણા વગેરે તાલુકામા મહીકાઠાના જમીનદારોની વાટા ગીરાસની જમીન છે * —કડી પ્રાત સર્વસંગ્રહ પૃ ૨૭૦
(૫) ઇ ૧૪૭૦ મા જમીનની વસુલાત માટે બખેડા થતા અહમદશાહે ઠરાવ્યુ કે જેઓ ખ ડણી આપશે ને કેટલીક લશ્કરી નોકરી કરશે તેવા જમીનદારોને તેઓની જમીનનો ચોથો હિસ્સો વ શ પર પરા પાછો આપવામા આવશે એ વખતથી જે હિસ્સો જુદો રાખવામા આવતો તે વાટો કહેવાતો અને બાકીનો સરકારનો તે તલપટ કહેવાતો
—ગુજરાત સર્વસંગ્રહ પૃ ૨૮૪
(૬) સન ૧૭૬૫/૬૬ ના અરસામા આશરે પોણા બે વર્ષ સુધી વિસનગરમા રાધનપુર સ્ટેટનુ રાજ્ય થયુ હતુ
—શેઃ મ ચુ કૃત વિસનગર
(૭) પ્રથમ વિસનગર મહાલ ઘણો નાનો હતો માત્ર ૨૨ ગામો હતા ધીમેધીમે આસપાસના મહાલના ગામો ઉમેરી તેની હદ વધારી સ ૧૯૩૩ મા હદ ચોકકસ કરવામા આવી —
—શેઃ મ ચુ કૃત વિસનગર પૃ ૧૪૧

* મહેસાણામા વરસોડા સ્ટેટની જમીન હતી તે હાલ પણ વાટા તરીકે ઓળખાય છે કે જયા વરસોડાનો બ ગલો આવેલો છે

— શ્રી મ ચુ કૃત વિસનગર' પુસ્તકમા વિસનગર મહાલનો આપેલ નકશો જોતા તે મહાલમાની રૂપેણ અને ખારી નદી વચ્ચેનો પ્રદેશજ પૂર્વેનો વિસનગર મહાલ હોય એમ જણાય છે કેમકે તેટલા ભાગમા ૨૦ ગામ છે આ ૨૨ ગામમા કડા મહેસાણા વગેરે ગામ નથી બીજી તરફ 'વિજાપુર બ્રહદવૃત્તાત'મા ઔરંગઝેબના વખતના વિજાપુર તાલુકાના ગામોનું લિસ્ટ આપ્યુ છે તેમા કડા ગામ છે વળી ઔરંગઝેબના વખતમાજ વિસનગર બાવીશી અસ્તિત્વમા આવી જણાય છે પરંતુ સ ૧૯૩૨ સુધીમા તેમા કુલ ૩૦ ગામો ઉમેરાયેલ હતા અને સ ૧૯૩૩મા તે તાલુકો કુલ ૬૫ ગામોનો બનાવવામા આવેલો હતો જયારે મહેસાણા તાલુકો સ ૧૯૩૩ થી કડી તાલુકાથી જુદો પડયો હતો અને તે વખત તેમા વીઘોટી વહીવટના ૭૮ સરકારી બીજા વહીવટના ૪, પરભાર્યા વહીવટના ૩ એમ કુલ ૮૫ ગામો હતા (જુઓ ક પ્રા સ પૃ ૩ તથા વ રા રા પૃ ૩૨૩/૩૨૪) સને ૧૮૯૫ મા ૭૮ ગામડા જેમા ૬૮ સરકારના હતા તેની સર્વે અને મહેસુલી ખાતાઓની મજુરીઓહિંગ્ઝ હાઈનેશે આપી હતી ( જુઓ ગે ઓ બ સ્ટે વો ૨ પૃ ૬૫૧/૬૫૨ )

(૮) સં. ૧૭૩૨ની સાલમાં દિલ્હીની ગાદી ઉપર આલમગીર ઔરંગઝેબ પાદશાહ હતા. તેઓ વોહરા હસન મહમદ ઉપર મહેરબાન થઇને તેને વિસનગર બાવીસી કરી આપી. તે વખતે પ્રગણે વિજાપુર× નાં ગામ દશ પ્રગણે વિસનગર તાલુકે આવ્યાં.

—વિજાપુર બૃહદ્-વૃત્તાંત પૃ. ૨૨૩

(૯) સાધારણ રીતે મહી નદીના આસપાસના મુલકને મહીકાંઠો કહેવાય પણ રાજકીય કારણોથી વધારો થઇ તેની હદ ઘણી લંબાયેલી છે... પશ્ચિમે પાલણપુર તથા ગાયકવાડ સરકારના ખેરાળુ અને વિજાપુર તાલુકા તથા અમદાવાદ જિલ્લાનાં ગામ આવેલાં છે. મહીકાંઠાના (૧) નાની મારવાડ (૨) રહેવર જિલ્લો (૩) સાબરકાંઠા (૪) વાત્રકકાંઠો (૫) બાવીસી જિલ્લો. અને (૬) કટોસણ જિલ્લો જેમાં મણુના, કટોસણ વગેરે આવેલાં છે તે; અને બાવીશી જિલ્લો જે કોળી લોકોનાં ઘણાં ગામો મળીને થયેલો છે તે; આ બાવીસી જિલ્લો પ્રથમ ગાયકવાડ સરકારના દહેગામ તાલુકાનો એક ભાગ હતો

—કડી પ્રાન્ત સર્વ સંગ્રહ પૃ. ૪૨, ૪૩

(૧૦) વિજાપુર તાલુકાના આંકડીયા ગામોની પ્રથમ ફકત ગોળ માપણી કરવામાં આવી હતી પછી સને ૧૮૯૮માં બીજી રીતની માપણી કરવા સામે પીલવાઇ ગામના લોકોએ બંડ ઉઠાવ્યું હતું. સરકારે તેને સમાવ્યા પછી આરોપીઓ ઉપર કેસ ચલાવવા વિસનગરમાં ખાસ અદાલત સ્થાપવામાં આવી હતી. પુરાવામાં નીકળેલી હકીકત ઉપરથી એમ જણાય છે કે પીલવાઇ ગામના લોકોએ નાહરજી* ના નામની આણ ફેરવી હતી, ગંભીરજી મનોરજીને દીવાન સ્થાપ્યો હતો. પીલવાઇવાળાએ વિજાપુર અને વસઇ, ને બીલોદરા વગેરેના લોકોએ વિસનગર અને મહેસાણા લેવાનો મનસુબો કર્યો હતો.

—કડી પ્રાન્ત સર્વ સંગ્રહ પૃ. ૫૬

(૧૧) માણસાનો જમીનદાર 'પરથી' (પૃથી) કે જે લશ્કરમાંજ હતો તેણે ત્રેવીસ હજાર રૂપિયા અને વરસોડાના જમીનદારે દશ હજાર

---

× વિજાપુર બૃહદ વૃત્તાંતમાં ઔરંગઝેબના વખતના વિજાપુર તાલુકાનાં ગામોનું લિસ્ટ આપેલું છે તેમાં મહેસાણા નથી —કે.

* મહેસાણા વસાવનાર મેસાજીના વંશજોની વંશાવલિ 'ચાપોત્કટ કાવ્ય'માં આપી છે. તેમાં મેસાજીથી ૧૮મા પુરૂષનું નામ નારસિંહજી

રૂપિયા મોમિનખાનને પેશકશના આપવા કબૂલ કર્યા* ।

—મિરાતે અહમદી વો. ૨, ખં. ૧, પૃ. ૩૦૧

(૧૨) વંશીયાણુ ગોત્ર શ્રીમાલી–આગોત્રના વંશજો મહેસાણા વગેરે ગામોમાં વસે છે.

—શ્રી વિવિધ પક્ષ (અંચલ) ગચ્છીય મોટી પટ્ટાવલી (જામનગર) પૃ. ૯૭

(૧૩) મહેસાણાના ડીસાવાલ જૈન વણિકો શા વીરચંદ જાદવજી વિગેરે ૧૯૨૫ની સાલ સુધી જૈન ધર્મ પાળતા હતા અને તે લાહુડી પોશાલ ગચ્છના હતા. તેમના બાપાએ તેમની પાલીતાણાની દેરી સં. ૧૯૨૮ લગભગમાં સમરાવી હતી. મહેસાણામાં ચગોઠીયા અને ભાટવાડા આગળ તેમનો ઉપાશ્રય હતો. હાલ પણ વીરચંદ જાદવજીના વંશજો દશા ડીસાવાલ વાણિયાઓ શ્રી પદ્મપ્રભુના દેહરે વરકન્યાનો કંકણદોરો છોડવા માટે જાય છે ૧૯૪૦ લગભગની સાલમાં તે દેહરાને તેમના તરફથી સમરાવવામા આવ્યું હતું. મહેસાણા વગેરેમાં ડીસાવાલની વસ્તી છે. —જૈ૦ ધા૦ પ્ર૦ લે. સં૦ ભા. ૧, ની પ્રસ્તાવના પૃ ૧૦

(૧૪) મહેસાણાના દશા દેશાવાડ વણિકો પૂર્વે જૈન હતા, અને તેઓના બાપદાદાઓએ સિદ્ધાચળ વગેરે ઠેકાણે જૈન દેરાસરો બંધાવ્યાં હતાં, હાલ તે લોકો વૈશ્ણવ ધર્મના અનુયાયી થયા છે

—બુદ્ધિસાગરજી કૃત જૈન ધર્મની પ્રા. તથા અર્વાચીન સ્થિતિ પૃ. ૧૪૩

(૧૫) સને ૧૭૬૪ની આસપાસ, પાલણપુરના નવાબ, બહાદુરખાન ના રાજય અમલના વખતે, મગડાઓના ત્રાસ અને ભયથી મહેસાણા વગેરે ગામોના લોકો પાલણપુરમાં જઇ વસ્યા હતા. આમાં સિદ્ધપુર તાલુકાનું લાલપર ગામનુ મહાજન પણ પાલણપુરમા વસ્યુ હતું.

- પાલણપુર રાજયનો ઇતિહાસ પૃ. ૨૦૯

(૧૬) મહેસાણામાં, ગોલવાડમાં પૂર્વે તીરઘર ( તાઈ; મુસલમાનોની એક જાત) લોકો વસતા હતા તેમની વસ્તી હવે નથી.

(૧૭) તોરણવાળી માતાના ગરબા મુજબ, મહેસાણામા પ્રથમ ચાંપા-

---

છે એટલે આ નારસિંહજીએજ મહેસાણા પોતાના પૂર્વજોનું હોઇ તે લેવા પીલવાઇના બંડમા આગેવાનીભર્યો ભાગ લીધો હોય એમ લાગે છે. અને આ નારસિંહજીના દાદાના દાદાનું નામ ઉકત વંશાવળમાં 'પ્રથીરાજ' જણાવ્યું છે કે જે મોમિનખાનને પેશકર આપનાર હોય એમ લાગે છે. — ક

નેરના વાણિયા આદિનું મહાજન આવ્યું હતું. જ્યારે બીજી વણું ઝારેલા વાણિયા વસ્યા તે દરમ્યાન વસી હતી!?

(૧૮) વહીવંચાના જણાવ્યા મુજબ મહેસાણામાં રહેણું બારોટો સં. ૧૩૯૯માં આવ્યા હતા જ્યારે 'સાર' બારોટોના પૂર્વજ કેવરાજ (? કવિરાજ) ભાન્ડુથી સં. ૧૪૨૪માં આવ્યા હતા.

(૧૯) સંવત ૧૯૧૨ ના એક દસ્તાવેજમાં આ ગામનું નામ "મહેશાણા" અને તેમાંનું "જુની છીપવડી" નામનું સ્થળ નવા પાદરમાં હોવાનું જણાવ્યું છે. (જુની છીપવડ=જુની છીપવાડ, જે મહેસાણાના ગોલવાડ નામના લત્તાનો એક પેટા લત્તો પૂર્વે હતો, એમ કહેવાય છે પણ ઓડવાડો (ભોજકશેરી) પાસેની હાલની છીપવાડનો નહિ એનો, ઓડવાડામાંની એક ખડકીવાળો ભાગ પહેલાં જુની છીપવાડ કહેવાતો એમ તા. ૬-૧૦-૪૧ના એક દસ્તાવેજ ઉપરથી જણાય છે.)

(૨૦) કહેવાય છે કે, વિજાપુરથી મહેસાણાની સીમ (તોરણીયા આંટો નામે ઓળખાતી જગા)માં આવી ઉતરેલા દેશાઇ પટેલોને, મહેસાણાના તે વખતના ઝારેલા વાણિયાઓના મહાજને ગામમાં વસાવ્યા હતા. અને પરામાં વસવાટ કર્યો તે પહેલાં તેઓ નરસિંહ પટેલના માઢમાં વસતા હતા.

નોધઃ- હાલ જે લત્તો પટવાપોળ તરીકે ઓળખાય છે; તેના નાકાથી નીલકંઠ મહાદેવ સુધીનો ભાગજ પહેલાં પટવાપોળ તરીકે ઓળખાતો. જ્યારે તેથી આગળનો ભાગ 'દેશાઇ શેરી' તરીકે ઓળખાતો હતો. એટલે આ લોકોએ પ્રથમ ત્યાંજ વસવાટ કર્યો હશે. અને વસ્તી વધતાં નરસિંહ પટેલના માઢમાં વસ્યા હશે. અને તે પછી એવાજ કોઇ કારણે તેઓ પરામાં જઇ વસ્યા હશે

(૨૧) પારસીઓમાં સૌ પ્રથમ સ્વ અંકલેશ્વરિયાએ અહીં વસવાટ કર્યો હતો. એઓ વણીકર કલબ પાસે દારૂની ભઠ્ઠી કરતા ત્યારપછી સને ૧૯૦૯માં શ્રી અરદેશર ફરામજી કુંવરનું અને સને ૧૯૨૨માં શ્રી કેખશરૂ ધનજીશા અવારીનું કુટુંબ અહીં આવેલું છે અને છેલ્લે નોકરીને લઇને બદલી થતાં બીજા ચાર કુટુંબ અહીં આવી રહેલાં છે. હાલ સ્વ. અંકલેશ્વરીયાના કુટુંબનું અહીં કોઇ નથી. જ્યારે બાકીનાં છ પારસી કુટુંબો પૈકી શ્રી૦ કુંવર તથા શ્રી૦ અવારીનાં એ બે કુટુંબ અહીં સ્થાયી વસવાટ કરી રહેલ છે.

(૨૨) પૂર્વે મહેસાણા ગામનો સામાજિક વહીવટ ગામનું મહાજન

કરતું હતું અને મહાજનમાં ગામના-વોર્ડ જેવો-નવ ચોરાના આગેવાનોનું પ્રતિનિધિત્વ હતું હાલ આ પ્રતિનિધિત્વ વ્યવસ્થા પ્રાયઃ મૃતપાય બનતાં ઘેરણુ કાઇક બદલાયેલું છે !

(૨૩) કહેવાય છે કે સને ૧૮૬૩મા ખંડેગવ મહારાજા મહેસાણામા આવ્યા હતા અને મહેસાણાના હાલના નાગરિક શેઠ કુ. ડા૦ પટવાના લડમાતાએ તેમને સોના રૂપાથી વધાવ્યા હતા. અને આ મહારાજાએ તેમના કુટુંબને નગરશેઠની સનદ આપી, પાલખી-મશાલનું માન આપ્યુ હતુ !

(૨૪) સને ૧૯૪૮મા વડોદરા રાજ્યે મહેસાણાના ત્રણ નાગરિકો શ્રી૦ બહેચરભાઈ ખુશાલદાસ પટેલ, શ્રી૦ જેડાલાલ લાલજીભાઇ પટેલ તથા શ્રી૦ કેશરૂ અરદેશર કુપરને 'રાજ્ય રત્ન'નો ઈલ્કાબ આપી સન્માન્યા હતા.

(૨૫) હાલ મહેસાણાની પાંજરાપોળ સંસ્થાની માલકીના સર્વે નં. ૧૮૬૧-૧૮૬૨વાળા'સતીનુ જોડ' નામે ઓળખાતા ખેતર વિષે એક દંતકથા છેઃ પૂર્વે એક નવપરણેતર પુરૂષે આત્મઘાત કર્યો તે વાતની ખબર તેની પત્નીને તેના પિયેરમાં પડતા તે પોતાના પતિ પાછળ સતી થઇ ! આથી તે જે જગાએ સતી થઇ, તે જગા "સતીના જોડ" નામે ઓળખાતી થઇ. ( નોધઃ- સતી પ્રથા મુંબઇ સરકારે સને ૧૮૨૯માં અને વડોદરા રાજ્યે સને ૧૯૪૦મા બંધ કરી હતી )

(૨૬) બારોટ મહેતાબસંગના ખાચાની સામેની દુકાનોમા જ્યા હાલ અરવિંદ સ્ટોર છે તેના આગણા આગળ તાજેતરમા એક મોટું પોલાણ પડ્યુ હતુ. એ વખત, તે મેહરાજના વખતનુ ભાયરૂ હોવાની લોકવાયકા થતાં સરકાર તરફથી ત્યા ખોદ કામ થયુ હતુ પણ તે જગા પૂર્વેના કોઇ મકાનના, પાયાની જણાતા વા બીજા કોઈ યોગ્ય કારણે સરકારે અમૂક તપાસ પછી કામ બંધ રાખ્યુ હતુ

(૨૭) મહેસાણામા રંગમહેલ નામે જે લત્તો છે તે મહેરાજના વખત માં-રાજ રહેઠાણનો એક ભાગ હોવાનું અને જૈન દેરાસરનો લેખ તેનુ સમર્થન કરતો હોવાનું કહેવાય છે.

નોધ-જૈન દેરાસરોમા આવો કોઇ શિલાલેખ નજરે ચઢયો નથી. મોટું જૈન દેરાસર રંગમહેલ લત્તાની તદન નિકટ હોઇ, જૈન દેરાસરનો લેખ, મોટા જૈન દેરાસરની જગાનો દસ્તાવેજ હોય એમ સંભવે છે પણ માહિતી શિલાલેખ હોવાની છે' એટલે અગાઉ ઉપાશ્રય આગળ કલ્યાણ પાર્શ્વનાથનુ જે જૈન દેરાસર હતુ તેનોજ કોઈ શિલાલેખ હોય

એ સંભવિત છે કે જે લેખ ક્યાંક સંગ્રાહો હશે!

(૨૮) હાલના સાર્વજનિક દવાખાનાની જોડે જે પાંચ બંગલા છે ત્યાં પૂર્વે એક ટેકરી હતી જે "નરસંગ ટેકરી" ના નામે ઓળખાતી એ ટેકરી પર હનુમાનજીનું મંદિર હતું શ્રીમંત મયાજીરાવ (ત્રીજા) ના રાજ્યમાં અહીં શ્રી૦ કાશીરાવ સુબા હતા ત્યારે તે ટેકરી ખોદાવી જગાં સરખી કરી પાંચ બંગલા બંધાવેલા છે ને ટેકરી પરની હનુમાનજીની મૂર્તિ રાવળામાં આવેલા ગોવિંદ મહાદેવના મંદિરમાં મુકાયેલી છે.

(૨૯) હાલ 'ભૈરવવાસ' તરીકે ઓળખાતા લત્તામાં પૂર્વે કોઇ નાગરની હવેલી હતી તે નાગરે ભૈરવવાસમાંના ભૈરવ મંદિર નીચે જે ભોંયરૂં છે તે બનાવ્યું છે કે જે શ્રીમંત સયાજીરાવ ત્રીજાના રાજ્ય અમલમાં મહેસાણામાં શ્રી૦ મુકરજી સુબા હતા ત્યારે બનાવાયેલું છે.

(૩૦) બાબીવાડમાં જતાં ડાબા હાથે બાબીવાડના નાકે રાજમાર્ગ ઉપર જે મકાન છે કે જેમાં હાલ ભાડભુંજો બેસે છે તે પૂર્વે 'હવેલી" કહેવાતું એટલે કે એ મકાન હવેલીની ગણતરીમાં આવતું.

(૩૧) હાલની પોલીસ હેડ ક્વાટર્સવાળી જગાએ પૂર્વે 'ફાંસીયો ટેંબો" હતો કે જ્યાં ગુન્હેગારોને જાહેર ફાંસી દેવાતી અને હાલ રાજમહેલ છે તે જગા રામાસણના ટેકરા તરીકે ઓળખાતી

(૩૨) ભૈરવવાસ પાસે હાલ લાકડું વેરવાનું મશીન મુકાયું છે. તે જગા પૂર્વે ચોસાની હવેલી કહેવાતી અને ત્યાં માતાનું મંદિર હતું.

(૩૩) કહેવાય છે કે હાલ 'રાવણી' તરીકે ઓળખાતી જગા, અગાઉ રાવળ રાજાઓ અહીં રાજ કરતા હોવાના ચિહ્નરૂપ છે. ત્યાં આ રાજાઓના અંગત માણસો રહેતા તેથી તેનું નામ રાવણી પડેલું છે (સરખાઓ :-રાઉલી=રાજસભા; રાવત જુઓ વિમળ પ્રબંધ પૃ. ૧૨૯, રાઉલી=રાજકુલની; દરબારી જુઓ પંચદંડની વાર્તા પૃ. ૧૫૫) ને ત્યાં આવેલું 'રાઉળા સાગર' તળાવ રાણીઓના ન્હાવા માટે બંધાવાયું હતું

(૩૪) હાલ નીચો ભાટવાડો છે તે જગા પૂર્વે 'નાગલપુરની ભાગોળ' કહેવાતી અને એ જગાએ પડેલાં ઓશવાળ વાણિયાનો મહેલ્લો હતો.

નોંધઃ– મહેસાણાનાં કેટલાંક સ્થળો હાલ કડી ભાગોળ, લાખવડી ભાગોળ, સિદ્ધપુરી ભાગોળ એ નામે ઓળખાય છે તે રીતે ઉક્ત સ્થળ નાગલપુરી ભાગોળ કહેવાતું હશે. જો કે પિલાજીગંજ

તથા ઇજનેર (P W. D) ખાતાની ઓફીસ છે તે જગાએ પૂર્વે મકાનો બંધાયા તે વખતે પાયા ખોદતાં જૈન પ્રતિમાઓ નીકળી હતી ને તે અહીંના મોટા જૈન દેરાસરમાં રાખવામાં આવી હતી; એમ કહેવાય છે. અને મોટા જૈન દેરાસરમાંની એક ગૃહસ્થ મૂર્તિ પર નાગલપુર ગામના નિર્દેશવાળો લેખ છે. જે અપ્રસિદ્ધ અને ઉપયોગી હોઇ તેનો થોડોક ભાગ જોઇએઃ—

**संवत १३५४ वर्षे [ माग ] शिप वदि प्रतिपद। सामे अद्येह नागलपुरे मोढ ज्ञातीय महंश्री सांगाडसुत महं श्री सलक्षा.**

ઉક્ત મૂર્તિ પર નાગલપુર ગામનુ નામ જોઇ અને તે પ્રાયઃ નીકળેલી પ્રતિમાઓ પૈકીની હોઇ નાગલપુરની હદ પિલાજીગંજ પર્યંત પહોંચતી હોવાનું મનાય છે. નાગલપુર ગામ મહેસાણાથી નૈરૃત્ય એક ગાઉ દુર છે. કહેવાય છે કે અગાઉ તે મોટું નગર હતું. સ્કંદ પુરાણના ત્રીજા બ્રાહ્મખંડમાં જણાવ્યા મુજબ નાગલપુરા ગામ ચાતુર્વિદ્યોએ વસાવેલા ગામો પૈકીનું છે. (જુઓ પુ. ગુ. પૃ. ૧૧૩) આ નાગલપુરા ગામે તેજ નાગલપુર હશે ? સં. ૧૩૬૦ની આસપાસમાં રચાયેલાં 'પેથડ રાસ'માં જણાવ્યું છે કે, પાટણમાં કર્ણ વાઘેલાનું રાજ્ય હતું ત્યારે પેથડે કાઢેલો સંઘ પાટણથી નીકળી પીલુચાણુઉ, ડાભલનયર, દેવાલું, નાગલપર, પેથાવાડઉ વગેરે થઇ પાલીતાણા આવ્યો હતો. એ વખત પેથડવાઉ ગામમાં કોઇ મંડણદેવ પેથડને મળવા આવ્યો હતો (જુઓ આપણા કવિઓ પૃ. ૨૦૧) આ ગામોમાંનું નાગલપુર પણ મહેસાણા પાસેનું નાગલપર હોવા સંભવે છે. એમ હોય તો તે વખતે મહેસાણા નાગલપુરના એક પરા જેવું અથવા ભાગેલું હશે અન્યથા સંઘ મહેસાણામાં ઉતર્યો હોત ! વળી નાગવલિકા નામના નગરનો આનંદપુરની સાથે ઉલ્લેખ મળે છે કે જે નાગવલિકામાં નાગ-પૂજા થતી હતી. (જુઓ જૈ. આ સા ગુ. પૃ ૯૪) ઉપરાંત નાગલદેવી નામની રાણી હોવાનો ઉલ્લેખ મળે છે. જુઓ ગુ. ઐ. લે. ભા. ૩. લેખાંક ૨૨૨ અને ૨૨૫) અને કુમારપાળની એક ગણીનું નામ નાગલદેવી હોવાનો (જુઓ ચારિત્ર સુંદર ગણિકૃત શ્રી મ. ન. દ્વિવેદી અનુવાદિત કુમારપાળ ચરિત પૃ ૩૧) તથા નાગપાલો નામનો એક રાજા હોવાનો (જુઓ લેખ પદ્ધતિ પૃ ૨૪) ઉલ્લેખ મળે છે. જો આ ઉલ્લેખો સંબંધકર્તા હોય તો સંભવ છે કે તે કોઇ નાગલદેવી-દ્વવે નાગલપુર વસાવ્યું હોય !

(૩૫) કહેવાય છે કે ટી. જે હાઇસ્કુલની બાજુની જગાએ ઘોડાને આડે ફરવાના ઉકરડા હતા.

(૩૬) હાલના જૈન ઉપાશ્રય પાસેની જગાને "સરૂ" કહેવાય છે ? જગાએ પૂર્વે સરાય (ધર્મશાળા) હતી તેની સરાય ઉપરથી "સરૂ" કહેવાયુ છે, એમ મનાય છે. અને એક સ્મશાન એટલામાંજ હોવાનુ કહેવાય છે.

(૩૭) હાલના ભીમનાથ મહાદેવ પાસેના સ્મશાન પાસેનો ટેકરે 'ધરવાનો ટેંબો' કહેવાય છે. ત્યાં પ્રથમ સ્મશાન હતુ કે જે કેટલીક અડચણોને લઇ ખેડાશિયાની વાવ પાસે લઇ જવામા આવ્યુ હતુ પણ પાછળથી મૂળના સ્મશાનની પાસેજ હાલ છે તે કરવામાં આવ્યુ છે.

(૩૮) કહેવાય છે કે, એક વાવ પૂર્વે ધૂમડો કે નાગરોના મહોલ્લા વચ્ચે હતી બીજી તરફ ઓડવાડો (હાલ ભોજકશેરી) તથા છીંપવાડમા આવવાનો રસ્તો છે ત્યા પૂર્વે એક નાનીશી વાવ હતી; એમ મનાય છે. એટલે પ્રથમોક્ત વાવ આ વાવ હશે કે જે પુરાઈ જઈ તે પર રસ્તો થઇ ગયો છે.

(૩૯) હાલનો પિલાજીગંજ નામનો લત્તો કે જેનુ નામ શ્રી પિલાજીરાવ સુબાના નામે સં. ૧૯૮૦-૮૧મા પાડવામા આવેલુ છે. ત્યાં પૂર્વે ગવળી તથા વાઘરીઓ વસતા હતા અને ત્યા તેમના વાડા આવેલા હતા હાલ એ લોકો લાખવડ જવાના રસ્તા આગળ રહે છે.

(૪૦) ધૂણેયુ તળાવના અગ્નિ કાંઠે તથા પદુસણ તળાવ આગળ પૂર્વે ભાવસાર લોકોના રંગાટ કામના ઉદ્યોગ અંગેના કપડા રંગવાના પાકા કુંડા હતા.

(૪૧) કહેવાય છે કે, મહેસાણા બે વખત ભાગી હાલ ત્રીજી વખત વસેલુ છે, પ્રથમ ભીમનાથ મહાદેવ છે ત્યા પૂર્વ તરફ વસેલુ ત્યાર-

---

(૩૬) વડોદરા રાજ્યમા સને ૧૮૧૮ થી ૧૮૨૦ વચ્ચે ગામ ઇજારે અપાતા હતા કયારેક કસબાના આગેવાનો સાથેજ આકરો નકકી કરી અમુક સમય પુરતા ગામ તેમને હવાલે સોપાતુ કહેવાય છે કે, મહેસાણા મહાજન. મહેસાણા ઇજારે મેળવી નાગરિકો પાસેથી વ્યકિત દીઠ રૂ ૧-૮-૦ ઉઘરાવતુ અને સરકાર કે ઇજારદારને રૂ. ૩૦૦ થી ૩૫૦ સુધી આપતુ. આમ મહેસાણા ગામ તે વખત 'આકડિયુ ગામ ગણાતુ' હતું.

બાદ ગામ સ્ટેશન છે તે તરફ પશ્ચિમે વસ્યું એક વખત અહીં દિગમ્બર અને શ્વેતાંબર જૈનોની વસ્તી ૫૦૦-૫૦૦ ઘરની હતી. હાલ ૮૦૦ ઘરની કહેવાય છે. જુઓ જૈ. તી. સ. સં. ભા. ૧. ખં. ૧ પૃ. ૬૭ અને સન ૧૯૩૫મા ૩૦૦ ઘરની બતાવી છે જુઓ ગ. વિ દિ. ભા ૩ પૃ. ૮૧)

૪૨) કહેવાય છે કે મહેસાણા પ્રથમ વસ્યું ત્યારે નાગરોની વસ્તી ૧૦૦ ઘરની હતી; તે ધનાઢય હતા જેમા એક નાગરની હવેલી પોરાસીની હતી અને તેવી હવેલીઓ બીજી પણ હતી.

૪૩) વહીવંચાના કહેવા મુજબ સં. ૧૪૨૪ના ફાગણ સુદિ ૧૫ એ અજીયા (અજયા; જિતાય નહિ એવી) ભવાનીનું તોરણ બાંધીને તેમને તોરણવાળી નામે સંબોધ્યા ને ગોગદેવીને શિહોહર કાંઠે સ્થાપ્યાં કે જ્યાં હાલ બારોટ કોમનું નવપરણિત યુગલ કંકણ દોરો છોડવા જાય છે.

(૪૪) સં. ૧૯૨૩માં શેઠ રાયચંદ ખેમચંદ ભાંખરિયાએ આશરે રૂા. નવ હજારના ખર્ચે ગામ ઉજાણી કરી મહેસાણા ગામ જમાડયુ હતું. અને તેમના પુત્ર શેઠ નગીનદાસે સંને ૧૯૫૬માં મહેસાણા મ્યુનિસિપાલિટીને દવાખાના માટે રૂ. ૩૧૦૦૦)નું દાન આપવા જાહેર કર્યું છે.

(૪૫) મહેસાણાથી અગ્નિકાંઠે એક ગાઉ દુરના કૂકસ ગામમા બાદશાહી વખતમા લશ્કરી થાણું હતુ. એ વખત આ થાણા અંગે કહેવત ચાલતી કે "કૂકસનું થાણુ મહેસાણા પર શૂરૂ" મતલબ કે તે એટલુ નબળું હતુ કે બીજાઓને દબાવી ન શકતાં એકેનાજ ગામને સતાવતુ

(૪૬) મહેસાણાથી નૈરુત્યે અગિયાર માઈલના અંતરે આવેલું ઓટાણા ગામ પૂર્વે મહેસાણા કરતા વધુ ખ્યાત હોવાથી મહેસાણા તે વખત ઓટાણા-મહેસાણા તરીકે ઓળખાતુ. અને તે મહેસાણા નામનાં વધુ ગામો ન હોવાથી એક નામના વધુ ગામો હોવાને લીધે નહી પણ જેમ પાટણ 'કડી-પાટણ' 'સિદ્ધપુર-પાટણ' કે 'ગુજરાત પાટણ' તરીકે ઓળખાય છે તેમ ઓળખાતુ હતુ

નોધ:—શ્રી આ. મો. દિવાનજી અનુવાદિત મિરાતે સિકંદરી પૃ. ૪૨૮ ઉપર જણાવ્યુ છે કે જુડાના કસબો પાટણ શહેરથી ૧૯૦ કોશ દુર આવેલો છે અંતર દર્શાવવામા ભુલ હોય તો જુડાના કસબો ઓટાણા હોવો સંભવે.

(૪૭) આમાજી દામાજીની વિસનગર પરની ચઢાઇ વિષે એક લોકગીત છે. તેમાં મહેસાણાનો કોઇ શેખ કે જે દામાજીનો માણસ હ તેણે જોરાવરખાનને દગાથી માર્યો હોવાનું જણાવ્યું છે. આ ગીત જાણવા મળેલી થોડીક પંક્તિઓ આ પ્રમાણે છે—

આકાસમેંસે હુરા ઊતરી કાંસા કે મૈદાન;
પડતી હુરાયુ લખ બોલી ખમા જોરાવરખાન !
કાંસા કે મૈદાન જુવારી કેરે ખેતમેં;
છાની બરછી છિપાઈ શેખજી મેસાણીયારે !

નોંધઃ–મહેસાણામાં શેખ કોમ હશે (જુઓ તોરણવાળી માતાનો ગરબ પંક્તિ ૭૮ મી) જોરાવરખાનના ભાઇ જવાનમર્દખાને શેખન નામન માણસને શહેર (અમદાવાદ) કોટવાળ નીમ્યો હતો. (જુઓ મિ. અ વો. ૨. ખં. ૩, પૃ ૪૮૩) જોરાવરખાન ગોળીથી મરાયો હતો.(જુએ ક. પ્રા સ. સં પૃ. ૨૮)

(૪૮) મહેસાણાના કેટલાક રહેવાસીઓ પોતાની તળપદી બોલ (ઉત્તર ગુજરાતી?) માં મોટે ભાગે 'છ' ને સ્થાને 'સ' તથા 'સ' સ્થાને 'હ' ઉચ્ચારે છે. અને કયારેક માત્રા 'હ'; વગેરેનો લોપ કરીને પણ બોલે છે. દા. ત. કહે છે ને સ્થાને કહેસ, નિશાળને સ્થાને નેહાળ ગયોને સ્થાને ગ્યો લઇ આવને સ્થાને લી આવ; ભલેને સ્થાને 'ભલન લાવને સ્થાને લાય હસવું ને સ્થાને અહું, અહીંને સ્થાને એંઇ વગેરે કાઠિયાવાડના ઉચ્ચારણમાં 'સ' નો 'હ' અને સુરતી ઉચ્ચારણમાં 'શ' નો 'હ' થાય છે પણ અહીંની આ બોલીમાં અંત્યાક્ષર સ્વર સાથે બોલાયે છે એ વિશિષ્ટતા છે. બાકી તે ગામઠી ઉચ્ચારણ છે. જોકે શહેરી ભાષાના સંસર્ગે મૂળનો ઉચ્ચાર ઘણો ઓછો થયો છે. ને એથી તે થોડોક બદલાયો પણ છે

(૪૯) મહેસાણામાં લગભગ સન્ ૧૯૦૯ માં શ્રી નરસિંહભાઈ ની માલીકીનું છાપખાનું હતું કે જે મહેસાણામાં સૌ પ્રથમ શરૂ થયું હતું. ત્યારબાદ સને ૧૯૨૯માં મોડર્ન અને સને ૧૯૩૦માં હરડે પ્રેસ શરૂ થયાં.

નોંધ– "સને ૧૯૦૯માં મહેસાણામાં શિક્ષક પ્રેસે અરવિંદ ઘોષનાં ભાષણો છાપ્યાં. બ્રિટિશ પોલીસે તપાસ ચલાવી. નોંધ લીધી કે વડોદરા રાજ્યની પોલીસે તેમાં જરા પણ મદદ કરી નથી." (જુઓ સાક્ષર ક. મા. મુન્શીકૃત 'સીધાં ચઢાણ' ભા. ૧, પૃ. ૧૧-

૧૨) આ પ્રેસમાં અહીંના મેળાના વર્ણનનું 'જન્માષ્ટમીનો મેળો' નામનું પુસ્તક સને ૧૯૦૯મા પ્રગટ થયું હતું.

(૫૦) મહેસાણા પર વિતેલી કેટલીક મોટી આપત્તિઓઃ–

હુલ્લડ, સ ૧૮૮૪માં, કોલેરા સને ૧૮૬૦, સને ૧૮૭૬ અને સને ૧૯૪૧મા, રેલ સં. ૧૯૨૭મા, અતિવૃષ્ટિ સને ૧૮૯૨માં, પ્લેગ સં. ૧૯૬૧ અને સં. ૧૯૭૪મા, દુષ્કાળ સં. ૧૯૫૫ અને સં ૧૯૫૬માં, ધરતિકંપ તા. ૯-૪-૧૯૦૯ બપોરે ૧૨ાા વાગે (નુકશાન નથી થયુ) બીજો આચકો તા. ૨૧–૭–૫૬એ રાત્રે નવ વાગે થયો તે લગભગ ૧૫ સેકંડ રહ્યો હતો તેમા પણ નુકશાન નથી થયું. આગ સને ૧૯૫૫માં (મનુષ્ય-હાનિ નથી થઇ)

(૫૧) સંવત ૧૩૩૪માં પ્રભાચંદ્રસૂરિએ રચેલ 'પ્રભાવક ચરિત'નું ગુજરાતી ભાષાન્તર, શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગરે સં. ૧૯૮૭માં પ્રસિદ્ધ કર્યું છે. આ ભાષાન્તરમાં મુનિ શ્રી કલ્યાણવિજયે લખેલ 'પ્રબંધપર્યાલોચન'માં મેસાણા (મહેસાણા)ને લગતો ઉલ્લેખ નીચે પ્રમાણે છે.—

"અભયદેવ શેઠી નદીના કાઠે પ્રતિમા પ્રગટાવવા ગયા તે વખતે સાથે ૯૦૦ ગાડાં હતાં, પ્રતિમા સ્થાપન યોગ્ય દેહરાસર માટે ત્યા ટીપ કરીને ૧૦૦૦૦૦ એક લાખ દ્રમ એકઠા કર્યા હતા. અને ચૈત્યનુ કામ શરૂ કરાવીને તે કમઠાના અધ્યક્ષ તરીકે મેસાણાવાસી મલ્લ વાદીના શિષ્ય-આમ્રેશ્વરને ભોજન અને રોજનો ૧ દ્રમ ઠરાવીને કાયમ કર્યા હતા. આમ્રેશ્વરે આહાર ભિક્ષાવૃત્તિથી લાવીને એક દેહરી બનાવી હતી આ ઉપરથી જણાય છે કે પગારથી નોકરી કરવાની હદ સુધી ચૈત્યવાસિઓ પહોંચી ગયા હતા" (જુઓ પૃ ૮૮)

પરંતુ ઉપરના ઉલ્લેખને વર્ણવતો ભાગ આ પુસ્તકમા ભાષાન્તરમાં આ પ્રમાણે છે—

"શ્રી મલ્લવાદી-શિષ્યના શ્રાવકોએ ત્યા રહેનાર અને બુદ્ધિનિધાન મહિષ નામના કારીગરોને બોલાવ્યા એટલે સુંદર કામ કરવામાં વિચક્ષણ એવા તેમને આજ્ઞા થતાં ચૈત્યનું કામ શરૂ થયું અને અલ્પકાળમા તેમણે તે કામ સંપૂર્ણ કર્યું. તે કામના અધ્યક્ષને પ્રતિદિન એક દ્રમ પગાર કર્યો હતો, તેમાથી અલ્પ ભોજનાદિકમા જતાં બાકીના વધેલ દ્રવ્ય વડે તેણે ચૈત્યમા પોતાના નામની એક દેવકુલિકા કરાવી કે જે અદ્યાપિ ત્યાં વિદ્યમાન દેખાય છે." (જુઓ, પૃ. ૨૬૨)

પ્રથમના પ્રબંધ પર્યાલોચન અંતર્ગત ઉલ્લેખમાં જે શબ્દને મેસાણા તરીકે ઉલ્લેખ્યો છે તેજ શબ્દ ભાષાન્તરમાં કારીગરોની અટક તરીકે ઉલ્લેખાયો છે. પરંતુ મુનિશ્રી જિનવિજયજી સંપાદિત 'પ્રભાવક ચરિત' કે જે સને ૧૯૪૦માં સિંધી જૈન ગ્રંથમાળા તરફથી પ્રસિદ્ધ થયેલ છે તેમાં મૂળ ઉલ્લેખ આ પ્રમાણે છે:—

श्री मल्लवादि शिष्यश्च[1] श्राद्धैराम्रेश्वराभिधः ।
मह्रिपाव्य[2] पुरावासः समाह्यायिधियांनिधिः ॥१६१॥
अनुयुक्तः स[3] संमान्य कर्मान्तिर विचक्षण ।
अथ प्रासाद मारेमे[4] सोऽचिरात् पर्यपूर्यत ॥१६२॥
कर्माध्यक्षस्य वृत्तौ यद्रम्म पको दिनं प्रति.।
वह्नितो घृतकर्षश्च मुक्तौ तण्डुल मानकम ॥१६३॥
विहृत्य भोजनान् तेन तेन द्रव्येण कारिता ।
स्या देवकुलिका चैत्ये सा तत्राऽद्यापि दृश्यते ॥१६४॥

1 N ( નિર્ણય સાગર પ્રેસમુદ્રિત ) પ્રત મુજબ "शिष्यस्य"
2 N ( ,, ) ,, "मह्रिपाव्य"
3 N ( ,, ) ,, "संममान्य"
4 N ( ,, ) ,, "आरोदु"

—જુઓ પૃષ્ટ ૧૬૬ તથા સદર પૃષ્ટ નીચેની યાદટીપ

નોંધ:—मह्रिपाव्य [:] પુર (मह्रिपुर ?) શબ્દને કારીગરોની અટક તરીકે તથા મેસાણા તરીકે શી રીતે ઘટાવ્યો તેનો તથા મલ્લવાદી કે તેમના શિષ્ય આમ્રેશ્વરને મેસાણાવાસી તરીકે ગણવા કોઈ અન્ય આધાર છે કે કેમ તેનો ખુલાસો મેળવવો જરૂરી હતો કેમકે ઉક્ત શબ્દ જો મેસાણા તરીકે ઘટાવવો વાજબી ઠરે તો મહેસાણાનું અસ્તિત્વ સં. ૧૧૮૫ પહેલાં હતું એમ સાબિત થાય કેમકે ઉલ્લેખગત અભયદેવનો સ્વર્ગવાસ એકમતે સં. ૧૧૩૫માં અને બીજા મત પ્રમાણે સં. ૧૧૩૯ માં થયો હતો અને તેમણે પ્રાય સં. ૧૧૨૮ પછી ઉક્ત પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી હતી. (જુઓ પ્રભાવક ચરિત તથા શ્રી નાહટા બંધુ સંપાદિત યુગ પ્રધાન શ્રી જિનદત્તસૂરિ) આથી મેં શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર પાસે તેમના તરફથી પ્રકાશિત પ્રભાવક ચરિતના ગુજરાતી ભાષાન્તરના ભાષાન્તરકારનું તથા મુનિશ્રી કલ્યાણવિજયજીનું સરનામું આપવા વિનંતી કરી હતી. તેમણે માત્ર મુનિશ્રી કલ્યાણવિજયજીનું સરનામું આપ્યું હતું. તે મુજબ મેં તેઓશ્રી પાસે ખુલાસો આપવા વિનંતી કરતાં તેઓશ્રીએ આપેલો ખુલાસો ટુંકમાં એ—

મહેસાણાનું નામ પ્રાચીન શિલાલેખોમાં 'મહિષાણક" આવું મળે

છે. આ મહિષાણકનુંજ ભીમો—ભીમસેનઃ આ ન્યાયથી **'મહિષાણક'** આવા નામનો સંક્ષેપમાં ઉલ્લેખ થયો છે. બીજે કોઇ ઠેકાણે મહેસાણાના અંગે મહેસાણાનું નામ મહિષપુર મલતું નથી. તેમ બીજા કોઈ સ્થળનું નામ પણ મહિષપુર એ ઈતિહાસમાં કોઇ ઠેકાણે મળતું નથી એટલા માટેજ અમો મહિસાખ્યનો મહિષાણક આવો અર્થ કર્યો છે

મહેસાણાનુ પ્રાચીન નામ "મહિસાણા" આવું નથી પણ મહેસાણાના સુમતિનાથ પાર્શ્વનાથના દેરાસરમાં રહેલી પ્રતિમાજીઓ ઉપરના શિલાલેખમાં **મહિષાણક** આવું પ્રાચીન નામ મળે છે." '

નોંધઃ—મોટા જૈન દેરાસરના મેડા પરની પ્રતિમા લેખોનું તથા આ દેરાના ધાબે પગલાં પરના લેખોનું જાત-અવલોકન કરવા મેં પ્રયત્ન કર્યો હતો. મુખ્યતઃ એ દ્રષ્ટિ સાથે કે આ લેખોમાં મહેસાણાનો નામોલ્લેખ મળતો હોય તો તે કઇ સાલમાં કેવો મળે છે. મારી તપાસમાં મહિષાણક, મહિષાણ કે આ ગામનો બીજો કોઇ નામોલ્લેખ જોવામાં આવ્યો નથી. હા, આ ગામનું એક નવું + પર્યાય નામ **'મહાશાસન'** મળી આવ્યું છે (જુઓ આ પુસ્તકગત મહેસાણાના શિલાલેખો; લેખ દશમો) જ્યારે ધાબા ઉપર બે દેવ કુલિકાઓ છે તેમાં જમણા હાથ ઉપરની દેવકુલિકામાં એક જોડ પર સં. ૧૯૦૩નો, અને બીજી પર પ્રાયઃ સં. ૧૧[?]૪ નો લેખ છે જ્યારે ડાબા હાથ પરની દેવકુલિકામાં એક જોડ પર સં. ૧૫૧૭ નો, બીજી પર સં.

---

+આ પહેલા શ્રી દિગમ્બર જૈન શાસ્ત્ર ભંડાર આમેર (જયપુર) ગ્રંથસૂચી (ભાગ બીજોના પૃષ્ટ ૨૩ ઉપર 'મહિસાસન' નામ મળ્યું જ હતું પણ કદાચ તે રાજસ્થાનનું કોઇ ગામ હશે એવો સંદેહ ઉપજવાથી તેને અંગે પુસ્તકના પ્રકાશક મંત્રીને ઘટતો ખુલાસો પુછયો હતો પણ ત્યાંથી જવાબ મળ્યો ન હોઇ સદર ઉલ્લેખને આ પુસ્તકમાં હસ્તપ્રતો લેખોવાળા પ્રકરણમાં સ્થાન આપ્યું ન હતું હવે તે અહીજ ઉલ્લેખું :—

**रचयिता भट्टारक सकलकीर्ति । भाषा संस्कृत पत्र संख्या २० । साइज १० × ४४ इंच । अतिमभाग—**

**ईति भट्टारक सकलकीर्ति देव विरचित कर्मविपाक ग्रंथ समाप्तः । महिसासनपुरे आदिनाथ चैत्यालये वद्दमसाद स्वाध्येन स्वहस्ते लिखितः । शिला**

નોંધઃ-ઉકત શિલાલેખ તથા આ ગ્રંથસૂચીના આધારે સકલકીર્તિ વિક્રમની સોળમી સદીમાં વિદ્યમાન હોવાનું જણાય છે. તેમની વિશેષ વિગત માટે જુઓ જૈન સિદ્ધાંત ભવન ..., પ્રકાશિત પ્રશસ્તિ સંગ્રહ

૧૮૯૫ નો અને ત્રીજી પર સં. ૧૯૧૨ નો લેખ છે.

આ એકેય લેખમાં મહેસાણાનો કોઈ નામોલ્લેખ દેખાયો નથી[૧] હા, અન્યત્ર વિક્રમની સોળમી સદીના કેટલાક ઉલ્લેખોમાં 'महिपानक' મળે છે; તો પણ મુખ્ય સવાલ 'महिपाल्य [:] પુર' ને મહેસાણા તરીકે ઘટાવી શકાય કે નહીં' તે છે. 'महिपाल्य [:],પુર'નું મૂળ 'મહિષપુર' હોતાંય મહિષપુર એ મેસુરનું નામ હોવાનો,[૫૬] મહિષમંડલ એ મધ્ય પ્રાન્તના માંડલા જિલ્લાનું પ્રાચીન નામ હોવાનો[૨] અને માહિષ્મતી, મહિષક, મહિષિક, મહિષતીર્થ આદિ મહેસાણાથી ભિન્ન એવાં સ્થળ વિશેષોના ઉલ્લેખો પણ મળે છે[૩] એટલે મહેસાણાથી ભિન્ન એવું કોઈ સ્થળજ 'महिपाल्य [:] પુર'[૫] નામે સંબોધાયું હશે એમ લાગે છે.

(૫૨) રાજા કુમારપાળના પિતા ત્રિભુવનપાળની આજ્ઞામાં રહેતા છત્રીસ રાજકુળો પૈકી એક કુળનું નામ 'મસાણીયા' હતું જુઓ કુમારપાળ રાજાના રાસનું રહસ્ય પૃ ૪

(૫૩) અનેક ગામોને અંતે आनक શબ્દ આવે છે તેમાં ગ્રાય ગામ વસાવનાર જનોનું સ્વત્વ સૂચિત થાય છે (જુઓ મૈત્રક કાલીન ગુજરાત ભા. ૨ પૃ. ૫૬૦)

(૫૪) છેડે सण વાળાં ગામ માત્ર ઉત્તર ગુજરાતમાં મળે છે. દા. ત साणुं-મહેસાણું', બાલીસણું', પલસાણું', તલસાણું'. (જુઓ, ઇતિહાસની કેડી પૃ. ૧૧૫, ૧૨૧)

(૫૫) આફ્રિકામાં 'મહેસાણા' નામનું ગામ છે. જુઓ તા. ૨૪-૫-૫૪નું દૈનિક પત્ર 'જનસત્તા'

(૫૬) આ લેખકને પોતાના ત્યાંથી મળી આવેલી એક કાપલી પરની યાદીમાં "સં. ૧૬૭૯માં મહેસાણા વસ્યુ" એટલી યાદી હતી, જે પાછળથી વસેલા અને એકાકાર થયેલા મહેસાણાના પરા વિષે હશે એમ લાગે છે.

---

૧. કદાચ કોઇને અન્યાય ન થાય તે માટે એ સ્પષ્ટતા કરવી જરૂરી છે કે કોઇ લેખમાં महिपाल કે महिपानक એવો નામોલ્લેખ હોય પણ તે ઘસારાને લીધે નાબુદ થવાને લીધે કે પ્રતિમા લેખો વાંચવાના મારા થોડા અભ્યાસને લીધે જોવામાં ન આવ્યો હોય. મોટા જૈન દેરાસરમાના કેટલાક પ્રતિમા લેખ હજી અપ્રસિદ્ધ છે તેનું પ્રકાશન અને પ્રસિદ્ધ થયેલ લેખોનું પુનરાવલોકન થવાની જરૂર છે. જે લેખોની મેં જેવી નોંધ લીધી છે તે પૈકી જે ઉપયોગી જણાયી તે યથાસ્થાને આપી છે ૨, જુઓ પુ. ગુ પૃ ૧૫૯. ૩, જુઓ સને ૧૯૨૬માં પ્રકાશિત શ્રી શિતલપ્રસાદજી કૃત મધ્ય પ્રાન્ત, મધ્ય ભારત ઔર રાજપુતાનેકે પ્રાચીન જૈન સ્મારક પૃ. ૨૧ ૪ જુઓ પુ. ગુ. માંની સૂચી.

# ખંડ બીજો : મહેસાણા અર્વાચીન

## ડિરેકટરી

૧ સમુદ્ર સપાટી સમુદ્ર સપાટીથી ૩૦૫ ફુટ ઉપર છે.

૨ અક્ષાંશ-રેખાંશ પૃથ્વીની મધ્યરેખા (લંકોદય) ૨૩ અંશને ૩૬ કલા ઉત્તર અક્ષાંશમાં છે. અને ગ્રીનીચના ૦૦ રેખાશથી ૭૨ અંશને ૨૫ કલા પૂર્વ રેખાશમાં છે.

૩ ચતુઃસીમા (મ્યુનિસિપલ વિસ્તારના રેવન્યુ સર્વે નંબર મુજબ)

ઉત્તરેઃ ૧૭૨૮,૧૭૨૬ રામોસણ રોડ, ૧૪૮૭, ૧૫૦૧, ૧૫૦૦, ૧૫૨૮, ૧૫૨૭, ૧૫૨૬, ૧૫૨૫, ૧૫૧૨, ૧૫૧૧, ૧૪૬૯, ૧૪૭૦, ૧૧૪૮. ૧૧૪૯.

પૂર્વે : ૧૧૬૧, ૧૧૬૫, ૧૧૬૬ ૧૧૬૭/૧, ૧૧૬૮, ૧૧૨૨, ૧૧૧૯, ૧૧૧૮, ૮૧/૧-૨, ૮૨, ૮૩, ૮૪, ૮૫, ૧૦૨, ૧૦૩, ૩, ૨૧૧, ૨૨૬, ૨૨૫, ૨૨૩, ૨૫૭, ૨૬૦ વ્હેળી. ૩૦૩, ૩૦૪, ૩૦૫, ૩૦૭, ૩૦૮, ૩૦૯, ૩૨૧-૩૨૨, ૩૨૩, ૩૨૪, ૩૨૫, ૩૨૬. ૩૩૧, ૩૩૩, ૩૩૪, ૩૩૭, ૩૩૮, ૩૩૯, ૩૩૦.

દક્ષિણે : ખારી નદી ૨૦૧૧, ૨૦૧૦.

પશ્ચિમે : ૨૦૦૩ મહેસાણા-અમદાવાદ રેલ્વે લાઇન, ૨૦૦૧. ૧૯૯૮. મહેસાણા-વીરમગામ રેલ્વે લાઇન, ૧૯૯૫/૧૪-૧-૨. ૧૯૯૫/૧૫, ૧૯૯૫/૧૭, ૧૯૯૫/૧૬, ૧૯૯૫/૨૦. ૧૯૯૫/૪૩, ૧૯૯૫/૪૫, ૧૯૯૫/૪૬, ૧૯૯૦/૩૨. ૧૯૯૦/૨૦, ૧૯૯૦/૨૮, ૧૯૯૦/૬૨, ૧૯૯૦/૬૧, ૧૯૯૦/૫૯. ૧૯૯૦/૧૧૯, ૧૯૯૦/૧૧૦૩, ૧૯૯૦/૧૨૪, ૧૯૯૦/૧૨૭, ૧૯૯૮/૧, ૧૮૭૯, ૧૯૮૦, ૧૯૬૭, ૧૯૬૮, ૧૮૦૭ ૧૮૧૩ ૧૭૮૩ ૧૭૧૩.

૪ ક્ષેત્રફળ મ્યુનિસિપલ વિસ્તારનુંઃ ૨$\frac{8}{10}$ ચોરસ માઇલ.

સીમનુંઃ ૧૫૫૩ એકર ને ૧૨ ગુંઠા.

૫ વૉર્ડ પહેલો : લાલચંદની લાટી, જમણી બાજુ સરકારી ધર્મશાળા સાંકાભાઇનો બંગલો અને પિલાજીગંજ, રેલ્વે બંગલો, કૃષ્ણ સિનેમા, ગોવિંદ મહાદેવની ચાલી અને જુનુ આમલી પરૂં અને ગોડાઉન

એશીયાથી બેચરભાઈની ચાલીઃ સેન્સસ નંબર ઇ ૧ થી ૨૩૬, ઇ ૭૫૯ થી ૭૭૨ અને ક ૯૮/૧ થી ૬૩૧.

બીજો : નીચા ભાટવાડાની જમણી બાજુથી રાણાવાસ સુધી, ઉંચીશેરી, ઠુંબાડી ખડકી, કાચો માઢ, લવાર ચકલો, કુંભારવાસ, કસ્બો પશ્ચિમ બાજુએ, રબારીવાસ, પટેલ ખડકી અને અલ્લારખાના વાડાથી રામજીમંદિર સુધી, ચગોકથી સત્યનારાયણ દવાખાનું બેંકની પાછળ અને મહારાજની ખડકીની બહારની બાજુ ચગોક, રામજીમંદિર, પટવાપોળ, જૈનીવાડો અને સોનીવાડો, સે. નં. ઇ ૨૩૭ થી ૭૫૬ અને ૭૭૩ થી ૭૮૧, ઈ ૧૧૨૨ થી ૧૧૬૯ અને ઇ ૧૨૯૮ થી ૧૪૩૯.

ત્રીજો : કડીભાગોળવાળા રામજી મંદિરથી પુર્વ કસ્બો, હરિજન વાસ, પંખીયાવાસ, ઠાકર માઢ, વ્યાસ મહોલ્લો, વાંટો, કણબીવાડો, ખીજડા ખડકી અને જમણી બાજુએ મસ્જિદ અને સથવારાવાસ સુધી, અને ડેલાવાળો વાસ; સે. નં. ઇ ૭૮૨ થી ૧૧૨૧ ઈ ૧૪૪૦ થી ૧૬૫૮ અને ઊ ૧૪૩ થી ૧૮૬ અને ઊ ૫૭૧ થી ૬૨૬.

ચોથો : લક્ષ્મી ટોકીઝ થી સિદ્ધપુરી બજારનું નાકું, ધુકલવાડાથી આમલીચૌટા, સદૈયા ખડકી, હિમજામાતા અને જોષીની ખડકીથી નરસિંહ પટેલનો માઢ, બજાર, બોડવાડો (ભોજકશેરી) છીપવાડ અને બેચરભાઈની લાટી, ચેલદાસની લાટી, નરસિંહ ભુવન અને ભેચરાવાસ (ભૈરવવાસ), વાઘરીવાસ અને માઢવાળા શિવરામની ચાલી, નાગરવાડી સે. નં. અ ૨૧૮ થી ૨૭૨, ઊ ૧ થી ૧૦, ૧૪૨ અને ઊ ૧૮૭ થી ૫૭૦ અને ઊ ૬૨૭ થી ૬૯૭, ઊ ૭૧૯ થી ૭૩૧.

પાંચમો : અંબાજીમાતાથી ગોદડપીર, ઊંડીફળી અને પ્રભુદાસ માઢ, ઠાકરડા અને ચોરાથી અંબાજી માતા. સે. નં. અ ૧ થી ૨૧૭ ઊ ૭૩૨ થી ૧૦૨૭, ઊ ૬૯૮ થી ૭૧૮.

છઠ્ઠો : સિદ્ધપુરી બજારની પશ્ચિમ બાજુએથી તાલુકા પોલીસ લાઈન, ગોલવાડ, ખાટકીવાડો, વહોરવાડ, ઘોરીવાડ, કુંભારવાસ, રંગમહેલ, પાંજરાપોળ, ગમબાઈની ઘંટી અને પોલીસ લાઈન. સે. નં. અ ૨૭૩ થી ૧૦૬૫ (અ ૫૯૮ વિના)

સાતમો : ડોડા બિલ્ડીંગથી ઉંચો ભાટવાડો, શ્રીમાળીવાડો. સંઘવીવાસ, મહારાજની ખડકી અને ઇશ્વર બારોટની બિલ્ડીંગની સીધા જમણી બાજુથી મદન મોહનજી મંદિર. સત્યનારાયણ ચાલી, હોસ્પીટલ અને પોલીસ હેડ કવોટર્સના બંગલા અને પોલીસ ચોકી.

મણિલાલ ચાલી જેલરોડ અને વણકર બગીચો સે. નં. : ઇ. ૧૧૫૦થી ૧૨૯૭, અ ૫૬૮, અ ૧૦૬૬ થી ૧૪૧૮ અને ક-૧ થી ૬૮.

૬ વાસ. (સને ૧૯૫૦ના સેન્સસ નંબર મુજબ)

૧ આંબલીચૌટા ઉ ૬૮ થી ૧૪૨
૨ આંબલીપડું ક ૧૭ થી ૧૩૫ પૈકી
૩ ઊંચી શેરી ઈ ૩૦૨ થી ૪૦૦
૪ એસ. આર. બોર્ડિંગ અ ૫૬૭ થી ૫૬૭/૧૦
૫ કસબો ઇ ૫૪૬ થી ૭૭૬ પૈકી ઈ ૭૭૯ થી ૮૧૨ પૈકી તથા ઇ ૯૨૨ થી ૧૦૪૭ પૈકી
૬ ખારાકૂવાથી આંબલીચૌટા ઉ ૧૪૩ થી ૫૧૪ પૈકી
૭ ચગોક ઇ ૨૩૭ થી ૩૦૧, ઈ ૪૦૧ થી ૪૧૩ અને ઈ ૧૧૨૦/૧ થી ૧૧૭૦ પૈકી.
૮ જેલ ક ૧ થી ૧૬
૯ પરાની દુકાનો ઉ ૫૩૭ થી ૫૭૨
૧૦ પંચાયત અ ૧૪૮૨/૧ થી ૧૪૮૨/૨
૧૧ પંચાલ બોર્ડિંગ ક ૧૭ થી ૧૩૫ પૈકી
૧૨ પાંચ લીમડી ઇ ૪૭૫ થી ૪૭૯, અને ૭૨૧ થી ૭૭૬ પૈકી
૧૩ પિલાજીગંજ ઇ ૧૧૪ થી ૧૭૩ અને ઇ ૨૧૬ થી ૨૩૬
૧૪ પોલીસ હેડ ક્વાર્ટર્સ અ ૧૩૫૭ થી ૧૪૦૧
૧૫ પ્રતાપચોક અ ૧૨૨૯ થી ૧૩૩૬
૧૬ બજાર અ ૨૧૮ થી ૨૯૦, અ ૮૨૮ થી ૯૧૦, અ ૧૦૮૩ થી ૧૧૦૭ તથા ઇ ૧૨૯૮ થી ૧૩૧૬
૧૭ બંગલા અ ૧૩૪૬ થી ૧૩૫૬
૧૮ ભીમનાથ મહાદેવ અ ૧૧થી૨૦
૧૯ માલ ગુદામ ક ૧૩૬ થી ૬૩૦
૨૦ રંગમહેલ અ ૯૫૬ થી ૧૦૮૨
૨૧ રાજમહેલ કમ્પાઉન્ડ અ ૧૩૩૭ થી ૧૩૩૯
૨૨ રાજમહેલરોડથી ખેતરનાં મકાનો અ ૧૪૦૩ થી ૧૪૧૮ પૈકી
૨૩ લાલશાનો તકીયો અ ૫૬૮ થી ૫૬૮/૯
૨૪ લુહાર ચકલો ઇ ૫૦૦ થી ૫૩૪
૨૫ વણકર બાગ ક ૧૭થી૧૩૫ પૈકી
૨૬ વહીવટદાર કચેરી અ ૯૧૧ થી ૯૫૫
૨૭ સટાક લીંમડી ઇ ૪૨૯ થી ૧૪૭૭ પૈકી તથા ઇ ૧૬૧૭ થી ૧૬૫૭ પૈકી
૨૮ સિદ્ધપુરી દરવાજો અ ૬૦૬ થી ૬૧૮
૨૯ સિદ્ધપુરી બજાર અ ૬૫૪ થી ૭૬૭
૩૦ સિદ્ધપુરી ભાગોળ અ ૫૬૯ થી ૫૭૩
૩૧ સુધરાઇ વોટર વર્કસ અ ૧૪૦૩ થી ૧૪૧૮ પૈકી
૩૨ સ્ટેશનરોડ ઇ ૧૧૭૧ થી ૧૧૮૨ ઇ ૧૨૦૭ થી ૧૨૧૧ તથા અ ૧૧૦૮ થી ૧૨૨૮
૩૩ હિમજામાતા ઉ ૧ થી ૬૭

૩૪ ઓડવાડો (મોજકશેગી) ઉ ૧૪૩ થી ૫૧૪ પૈકી
૩૫ ઓડવાડો જુનો ઉ ૫૨૫ થી ૫૩૬.
૩૬ કુંભારવાડો અ ૬૬૮થી૬૮૦
૩૭ કોકાગીવારો ઇ ૧૬૧૭ થી ૧૬૫૭ પૈકી
૩૮ ખાટકીવાડો અ ૫૨૬થી૫૬૬
૩૯ ગોલવાડ અ ૨૯૧ થી ૩૦૨
૪૦ ઘાંચીવાડ ઇ ૧૧૨૦/૧ થી ૧૧૭૦ પૈકી
૪૧ જાનીવાડો ઇ ૧૩૭૮ થી ૧૪૨૮ પેકી
૪૨ ડબગરવાડો અ ૫૦૫થી ૫૨૫
૪૩ ભાળીવાડો અ ૪૬૮ થી ૫૦૧
૪૪ ભાટવાડો ઊંચો ઇ ૧૧૮૭થી ૧૨૦૬
૪૫ ભાટવાડો નીચોઇ ૧૧૨૦/૧ થી ૧૧૭૦ પૈકી
૪૬ મણિયારવાડો અ ૩૦૩થી૩૪૮
૪૭ મોચીવાડ જુની અ ૩૪૯થી ૪૬૭
૪૮ વહોરાવાડ નાની અ ૬૧૯ થી ૬૫૩
૪૯ વહોરાવાડ મોટી અ ૫૦૪ થી ૬૦૫
૫૦ શ્રીમાળીવાડો ઇ ૧૨૧૧/૭ થી ૧૨૫૪
૫૧ સેતવાડ ઇ ૮૨૪ થી ૯૧૪
૫૨ સોનીવાડો ઇ ૧૩૭૮ થી ૧૪૨૮ પૈકી
૫૩ કુંભારવાસ ઈ ૫૪૬ થી ૭૨૦ પૈકી
૫૪ છીડીવાસ ઇ ૫૪૬થી૬૨૩ ,,
૫૫ ઠાકરડાવાસ અ. ૨૧ થી ૫૪ અને ઉ ૬૧૩ થી ૭૩૧ પૈકી
૫૬ ઢેડવાસ (હરીજનવાસ) ઇ ૯૨૨ થી ૧૦૪૭ પૈકી
૫૭ જંખીયાવાસ ઇ ૯૧૫થી૯૨૧
૫૮ ભંગીવાસ ઉ ૫૭૨ થી ૬૧૨
૫૯ રબારીવાસ ઈ ૭૨૧થી૭૬૬ પેકી
૬૦ રાવળિયાવાસ ઉ ૬૧૩ થી ૭૩૧ પૈકી
૬૧ વાઘરીવાસ ઇ ૭૭૯ થી ૮૧૨ પૈકી
૬૨ વાંટાનોવાસ ઇ ૧૬૧૭ થી ૧૬૫૭ પૈકી
૬૩ ખડકી (જાનીવાડા પાસેની) ઇ ૧૩૭૮ થી ૧૪૨૮ પૈકી
૬૪ ગાંધીની ખડકી ઇ ૧૪૭૮ થી ૧૬૧૬ પૈકી
૬૫ નરોતમ પુંજીરામની ખડકી ઇ ૪૨૪ થી ૪૬૦
૬૬ નાગલપુરની ખડકી ઇ ૧૪૨૯ થી ૧૪૭૭ પૈકી
૬૭ પટવાની ખડકી ઇ ૧૪૭૮ થી ૧૬૧૬ પૈકી
૬૮ ભાયચંદ પુજાની ખડકી ઇ ૫૩૫ થી ૫૪૫
૬૯ મહારાજની ખડકી ઈ૧૨૫૫ થી ૧૨૯૭ પૈકી
૭૦ હરડેની ખડકી ઇ ૧૪૭૮ થી ૧૬૧૬ પૈકી
૭૧ અંબાજી માતાની ચાલ અ ૧ થી ૧૦
૭૨ કલાલની ચાલી ઇ ૭૬૭ થી ૭૬૭/૬૮
૭૩ કારકુનચાલ ઈ ૧૭૪થી૨૧૪
૭૪ કારકુન ચાલ નવી અ૧૩૦૦ થી ૧૩૪૫

૭૫ મણિલાલ ચાલ ઠ ૧૭ થી ૧૩૫ પૈકી
૭૬ લાલચંદની લાટી (ચાલી) ઇ ૧ થી ૧૧૩
૭૭ સત્યનારાયણની ચાલી ઇ ૮૧૪ થી ૮૨૩
૭૮ ફાચોમાઢ ઇ ૪૮૦ થી ૪૯૯
૭૯ ફામરાજનો માઢ અ ૧૬૧ થી ૨૧૭
૮૦ દમા ઠાકરનો માઢ ઈ ૯૪૮ થી ૧૧૨૦ પૈકી
૮૧ ભીલોનો માઢ અ ૫૪ થી૧૬૦
૮૨ સુતારનો માઢ ઇ ૯૪૮ થી ૧૧૨૦ પૈકી
૮૩ ઊંડીઓળ ઉ ૯૬૫થી ૧૦૨૭
૮૪ પરાની ત્રીજી ઓળ ઉ ૮૪૭ થી ૯૬૪
૮૫ પરાની પહેલી ઓળ ઉ ૭૩૨ થી ૭૮૪
૮૬ પરાની બીજી ઓળ ઉ ૭૮૫ થી ૮૪૬
૮૭ પટવાપોળ ઈ૧૩૧૭થી૧૩૭૭
૮૮ સંઘવીપોળ ઈ ૧૨૫૫ થી ૧૨૯૭ પૈકી
૮૯ કણબી ફળિયુ ઈ ૧૪૭૮ થી ૧૬૧૬ પૈકી
૯૦ પડાણુ ફળિયુ અ ૮૨૧થી૮૨૭
૯૧ વ્યાસફળી ઈ ૧૪૨૯ થી ૧૪૭૭ પૈકી તથા ઇ ૧૬૧૭ થી ૧૬૫૭ પૈકી

ઉપરના લત્તાઓમાં સમાયેલા કેટલાક અલગ જેવાં પેટા લત્તાઓ કે જેમનાં નામ ઉપર નથી જણાવ્યાં તેવા કેટલાક લત્તાઓના નામ—અલ્લારખાનો વાડો, ઘોરીવાડ, છીપવાડ, નાગરવાડી, શુક્લવાડો, ડેલાવાળોવાસ, ભોંયરાવાસ (ભોંયરાવાસ) રાણાવાસ, સથવારાવાસ, ખીજડા ખડકી, જોષીની ખડકી, ટુંબાડી ખડકી, પટેલની ખડકી, સરૈયાની ખડકી, ગોવિંદ મહાદેવની ચાલી, બેચરભાઇની ચાલી, માઢવાળા શિવરામની ચાલી, ગાંયજાનો માઢ, નરસિંહ પટેલનો માઢ, પ્રભુદાસ માઢ, પાંજરાપોળ, કડી ભાગોળ, લાખવડી ભાગોળ વગેરે.

## ૭ જાહેર બાંધકામો

| ક્રમ | નામ | સને | કુલ ખર્ચ રૂપિયા |
|---|---|---|---|
| ૧ | પાંજરાપોળ સંસ્થાના મકાનો | ૧૮૭૧ | ——— |
| ૨ | ડીસ્પેન્સરી | ૧૮૮૫ | ૨૯૮૨૯ |
| ૩ | વહીવટદાર કચેરી | ૧૮૮૯/૯૦ | ૨૯૪૭૬ |
| ૪ | સુબા સાહેબનો બંગલો | ૧૯૦૧/૨ | ૨૦૫૬૯ |
| ૫ | મહેસાણા પબ્લીક ઓફીસ | ૧૯૦૨/૩ | ૪૪૩૫૩૧ |
| ૬ | સબ જેલ* | ૧૯૦૬/૭ | ૨૦૮૮૬ |
| ૭ | કમ્બાઇન્ડ સ્કુલ | ૧૯૦૮/૯ | ૩૮૨૪૭ |

* સને ૧૯૨૦ દરમ્યાન આ તુરંગ તરફ રૂા. ૬૫૯૯૭નો ખર્ચ થયો છે.

| | | | |
|---|---|---|---|
| ૮ | પોલીસ બીલ્ડીંગ્સ | ૧૯૨૦/૨૧ | ૫૯૯૩૨ |
| ૯ | નવી મ્યુનિસિપલ ઓફીસ | ૧૯૫૧ | —— |

૮ જળાશયો તથા સ્થાપત્યો

નદી:—

રૂપેણ:– મહેસાણા અને નાની દાઉ વચ્ચે મહેસાણાની ઉત્તરે વહે છે કે જે મહીકાંઠામાં તુંગાના ડુંગરમાંથી નીકળી કાદરપુર તળાવમાં થઈને ખેરાળુ, વિસનગર મહેસાણા અને ચાણસ્મા તાલુકામાં વહી કચ્છના રણમાં સમાય છે અને ૧૮૯૨માં રેલ આવવાથી તેનું પાણી નાની દેઉ ગામમાં પેસી ગયું હતું અને તેનું વહેણ તે વખતથી હાલ સમાણે થોડું બદલાયું છે.

ખારી:– મહેસાણામાં ઉત્તરથી દક્ષિણ તરફ અને દક્ષિણથી પશ્ચિમ તરફ વહે છે. પણ તેનો પ્રવાહ ચોમાસાના ત્રણ-ચાર માસ પૂરતોજ રહે છે.

આ નદી તો ખરી ખારી નદીનો માત્ર ફાંટો છે. ખરી ખારી નદી અહમદનગર કસબાની ઇશાન ખૂણામાંથી નીકળી ખારવા નામના ઝરાને મળી નૈઋત્ય ખૂણા તરફ વહી સાબરમતીને મળે છે તેની લંબાઇ ૧૦૫ માઇલ છે. મહેસાણામાંની ખારી નદી પહેલાં કુકસ ગામના ગાંદરે થઇને વહેતી હતી પણ સ. ૧૯૨૭માં રેલ આવવાથી તેનું વહેણ બદલાતાં તે મહેસાણામાં થઇને વહે છે. અને તે રેલમાં કુકસ ગામ ધોવાતાં કુકસ ગામ થોડું આઘું વસ્યું છે.

તળાવ:—

ધુણપુ:– પૂર્વમાં વિસનગરી દરવાજા બહાર આ દરવાજા પાસે આવેલું છે તેની ત્રણે કાંઠે ત્રણ કૂવા છે. અને એક કૂવો તળાવમાં છે. તળાવનું વધારાનું પાણી 'પદુસણ'માં વહેવડાવીને તથા ઉકત કૂવા ભરાવીને નીકાલ થઇ શકે તેવી રચના છે* ઉત્તર કાંઠા પરનો કૂવો 'સાવરદી' દક્ષિણ કાંઠા પરનો કૂવો 'દૂધીઓ', પશ્ચિમ કાંઠા પરનો કૂવો 'લટીશો', અને તળાવમાંનો કૂવો 'ઘાંચી કૂવો'ના નામે ઓળખાય છે. તળાવમાં નાનોશો એક ટેકરો છે. તે 'ડમડમો' કહેવાય છે. તળાવની પાળ, પગથિયાં તથા તળાવમાંના ચાર સ્તંભ પાછળથી કરાયેલા છે. અને

* કહેવાય છે કે, ઉનાઇ ગામનું તળાવ ભરાયા બાદ વડનગરનું તળાવ ભરાય, ત્યારબાદ વિસનગરનું મધક તળાવ ભરાયા બાદ પાણી મહેસાણાના તળાવમાં આવે; એવી એક સંયુકત યોજના હતી (જુઓ વિસનગરની કલા પૃ ૯)

| | | | |
|---|---|---|---|
| ૮ | પોલીસ બીલ્ડીંગ્સ | ૧૯૨૦/૨૧ | ૫૯૯૩૨ |
| ૯ | નવી મ્યુનિસિપલ ઓફીસ | ૧૯૫૧ | —— |

## ૮ જળાશયો તથા સ્થાપત્યો

નદી:—

રૂપેણ:– મહેસાણા અને નાની દાઉ વચ્ચે મહેસાણાની ઉત્તરે વહે છે કે જે મહીકાંઠામાં તુંગાના ડુંગરમાંથી નીકળી કાદરપુર તળાવમાં થઈને ખેરાળુ, વિસનગર મહેસાણા અને ચાણસ્મા તાલુકામાં વહી કચ્છના રણમાં સમાય છે સને ૧૮૯૨મા રેલ આવવાથી તેનું પાણી નાની દેઉ ગામમાં પેસી ગયું હતું અને તેનું વહેણ તે વખતથી હાલ પ્રમાણે થોડું બદલાયુ છે.

ખારી:– મહેસાણામાં ઉત્તરથી દક્ષિણ તરફ અને દક્ષિણથી પશ્ચિમ તરફ વહે છે. પણ તેનો પ્રવાહ ચોમાસાના ત્રણ ચાર માસ પૂરતોજ રહે છે.

આ નદી તે ખરી ખારી નદીનો માત્ર ફાંટો છે. ખરી ખારી નદી અહમદનગર કસબાની ઇશાન ખૂણામાંથી નીકળી ખારવા નામના ઝરાને મળી નૈઋત્ય ખૂણા તરફ વહી સાબરમતીને મળે છે તેની લંબાઇ ૧૦૫ માઇલ છે. મહેસાણામાની ખારી નદી પહેલા કુકસ ગામના ગાંદરે થઇને વહેતી હતી પણ સ. ૧૯૨૭માં રેલ આવવાથી તેનું વહેણ બદલાતા તે મહેસાણામાં થઇને વહે છે. અને તે રેલમા કુકસ ગામ ધોવાતાં કુકસ ગામ થોડું આઘું વસ્યું છે.

તળાવ:—

ધુણપુ:– પૂર્વમાં વિસનગરી દરવાજા બહાર આ દરવાજા પાસે આવેલું છે તેની ત્રણે કાંઠે ત્રણ કૂવા છે. અને એક કૂવો તળાવમા છે. તળાવનું વધારાનું પાણી 'પદુસણ'માં વહેવડાવીને તથા ઉકત કૂવા ભરાવીને નીકાલ થઇ શકે તેવી રચના છે* ઉત્તર કાંઠા પરનો કૂવો 'સાવરદી' દક્ષિણ કાંઠા પરનો કૂવો 'દૂધીઓ', પશ્ચિમ કાંઠા પરનો કૂવો 'લટીશો', અને તળાવમાંનો કુવો 'ઘાચી કૂવો'ના નામે ઓળખાય છે. તળાવમા નાનોશો એક ટેકરો છે. તે 'ડમડમો' કહેવાય છે તળાવની પાળ પગથિયાં તથા તળાવમાના ચાર સ્તંભ પાછળથી કરાયેલા છે. અને

* કહેવાય છે કે, ઉનાઇ ગામનું તળાવ ભરાયા બાદ વડનગરનું તળાવ ભરાય, ત્યારબાદ વિસનગરનુ મધક તળાવ ભરાયા બાદ પાણી મહેસાણાના તળાવમા આવે; એની એક સંયુકત યોજના હતી (જુઓ વિસનગરની કલા પૃ ૯)

લગભગ પચાસ વર્ષ પૂર્વે ગામ લોકોએ મળી પૂરાઈ ગયેલું આ તળાવ ફરી ખોદાવ્યુ હતુ

**પદ્મણ:**– પગામા અંબાજી માતાના મંદિર પાછળ આવેલું છે. આ પૂરાઇ જવા આવેલા તળાવમા એક ખંડિયેર કૂવો છે. આ તળાવજ પૂર્વનું 'પદ્મ સરોવર' હોય એમ લાગે છે. પણ પૂર્વે તે પથ્થર બંધી બંધાયુ હોય તો તેના કાઇ નિશાન નથી

**રાણિયાસાગર:**– દક્ષિણે, નદીકાંઠેના ગળિયાના મંદિર પાસે આવેલું છે. તેના કાંઠે એક જિર્ણ થયેલો કૂવો છે. આ તળાવ હાલ તદન પૂરાઇ ગયેલું છે

**ગિહોહર:**– ટી બે હાઇસ્કુલ પાસેના પચ બંગલાની ઉત્તરે આવેલું છે તેમા એક દેરી તથા 'વજૂ પટણીની કદૂડી' નામે ઓળખાતો નાનો કૂવો છે જો કે તળાવમાંના આ બન્ને સ્થાન પાછળથી કરાયેલા એટા નવા છે. તો પણ દેરી જુના સ્થાનકની જગાએ કરાવાયેલી હોય એમ સંભવે છે. અને પૂર્વે તે ગિહાસર' નામે ઓળખાતું હશે એમ લાગે છે. આ તળાવ પણ લગભગ પૂરાઇ ગયુ છે અને પૂર્વે તે પથ્થરબંધી હોય એવાં નિશાન નથી.

**ભમ્મરિયું:**–રામબાગ પાસે ખારી નદીના પૂરથી ભરાતુ એક મોટું ખાબોચિયુ 'ભમ્મરિયુ તળાવ કહેવાય છે

કૂવા :—

**સાવરદી:**–મોટો અને જુનો છે દુષ્કાળ જેવા વખતમા તેનુ પાણી માત્ર ત્રેંસક ફૂટ નીચે ગયુ હતુ સ. ૧૯૫૦મા આ કુવામા પમ્પ ગોઠવી ગામની કેટલીક જગાઓમા પાણી આપી મુખ્ય વોટર વર્કર્સનુ ભારણ ઓછું કરાયુ હતું.

**દુધીઓ:**–પાણી સ્વાદે મીઠું, દુધ જેવુ હોવાથી કૂવાનુ નામ 'દુધીઓ' પડેલું છે.

**લટીના:**–પાસે લતીફપીરની કબર હોવાથી તેનુ નામ 'લટીશો' પડેલુ છે

**ઘાંચી કુવો:** પૂણપુ તળાવમાના આ કુવાનું પાણી પીવાના કામમા લેવાતુ નથી માત્ર ઢોરઢાખર માટે, કુવા પાસે સાનેક વર્ષ પહેલા હવાડો કરાવાયેલો છે તેમા, તળાવ સુકાતા આ કૂવાનુ પાણી ભરવામાં આવે છે

**વાડી કુવો:**–વીરચંદ કરમચંદની વાડી પાસે આવેલો હોઇ વાડી કુવો નામે ઓળખાય છે. પાણી કંઈ અંશે ખારૂ છતાં તેની નજીકની વસ્તી વાપરે છે.

કોઠી કૂવો:-વીરચંદ કરમચંદની વાડી તથા મસ્જિદ વચ્ચે આવેલો છે. તેનું પાણી બગડેલુ હોઇ વપરાશ બંધ થયેલો છે પૂર્વે આ કૂવા માથી જૈન પ્રતિમા તથા એક શિવલિંગ મળી આવ્યા હતા જેમા જૈન-પ્રતિમા વિસનગર આપી છે, જ્યારે શિવલિંગ અહીની પટવા પોળમા નીલકંઠ મહાદેવના મંદિરમા નીલકંઠ મહાદેવના નામે સ્થાપવામા આવી છે ચૌદમા તથા પંદરમા સૈકામા બાદશાહે મહે સાણાનુ જૈન દેરાસર ભાગ્યુ હોવાનો ઉલ્લેખ મળે છે એટલે લાગે છે કે ઉકત બાદશાહે પોતાથી ભિન્ન એવા બધાજ ધર્મોના દેવળ ભાગ્યા હશે અને ત્યારે તેમાના મૂર્તિ-શિવલિંગ ખંડિત ન થાય એ હેતુએ આ કૂવામા પધરાવ્યા હશે

ખારો કૂવો:-પટવાપોળ સામે જ્યા બીજી વચલી માડવી થાય છે ત્યા આવેલો છે પાણી ખારૂં હોવાથી તેનું નામ 'ખારો કૂવો' પડ્યુ છે.

લશ્કરી:-જીન પાસે આવેલો છે પૂર્વે આ જગાએ લશ્કર ઉતારો કરતુ તેથી કૂવો એ નામે ઓળખાય છે. મહેસાણાના બધાજ કુવા કરતા આ કૂવાનુ પાણી વખણાય છે. પણ તે દૂર પડતો હોઈ તેની નજીકની થોડી વસ્તી વાપરે છે

ભમ્મરિયો:- ભમ્મરિયા તળાવ પાસે આવેલો હોઇ તે આ નામે ઓળખાય છે. તેની પાસેનું રેલ્વેનું નાળુ પણ 'ભમ્મરિયાનું નાળુ'ના નામે ઓળખાય છે.

બોડાશિયો:- બોડાશિયાની વાવ પાસે આવેલો હોઇ તે આ નામે ઓળખાય છે. અવાવરુ રહેલો હોઇ તેનું પાણી બગડેલું છે.

કુઈડી:- સિંહોહર તળાવમાના આ નાના કૂવાનું પૂરૂં નામ 'વજુ પટાણીની કુઇડી છે તેનુ પાણી સારૂ ગણાય છે.

ઉકત કૂવાઓ ઉપરાત ગણપતિ મંદિરની પાસે એક ખડિયેર કૂવો, જેના પર ત્રીસેક વર્ષ પૂર્વે રેલ્વેના લોકો શેડમા પાણી પુરૂ પાડવા એન્જીન મુકેલુ હતુ પછી લોકો શેડમા નજીકના હેંડુઆ ગામથી પાણી લવાતા એન્જિન ત્યા લઇ જવાયેલું છે. બીજો કૂવો ગામબાગમા છે, ત્રીજો રાજકીય સાગરમા છે, ચોથો હેડ ક્વોટર્સથી સોમનાથ મહાદેવ જતા રસ્તા ઉપરના ગરનાળા સુધીમા રેલ્વે લાઇન પાસે છે પાચમો ભીમનાથ મહાદેવના મંદિર પાસે છે. છઠ્ઠો સ્મશાનમા છે, સાતમો કુકસ ગામે જતા વચ્ચે આવતી ખારી નદીમા છે, જે ચોમાસામા નદીના પાણીથી ભરાતો અને ઉનાળા શિયાળામા

નદીમા પાણી ન રહેતા એકતો તથા મુસાફરોના ઉપયોગમા આવતો આઠમો મ્યુનિસિપલ કચેરી પાસે હતો જે ખાલી રહેતો હોવાથી પૂરાવી નખાવાયો છે, નવમો રાજમહેલ કમ્પાઉન્ડમાની કબર પાસે છે દશમો, અગીયારમો તથા બારમો એમ ત્રણ કુવા શિહોહરમા છે જેમા એક પૂરાઇ ગયો છે, બીજો જિર્ણ છે ને ત્રીજો નવો છે સિવાય નાના મોટા ઘણા કૂવા છે જે મોટા ભાગે ખેતરાઉ તથા મદિરો ધર્મશાળાઓમાના છે

વાવ —

**બોત્તેર કોઠાની** – પૂર્વમા વિસનગરી દરવાજા બહાર અબાજી માતાના મદિર પાસે આવેલી છે આ વાવના આડા અને ઊંડા મળી કુલ બોત્તેર કોઠાઓ હોવાનુ કહેવાય છે જે વાવની લબાઇ વગેરે જોતા શકય લાગે છે વાવનો છેલ્લો એક કોઠો મોટા કૂવા જેવો ગોળાકારે છે જેનો ઉપરનો ભાગ બે ગોળ કોઠામા વિભકત છે આ કોઠા સિવાય બાકીના બધા કોઠા ચોરસ છે વાવમા પાણીની આયાત માટે ભુ–ગર્ભમા તાબાના પાઇપ ગોઠવેલા છે, કે જેમાથી, વાવના પાણીમાના છએક કોઠાઓ ખાલી કરાવાયા ત્યારે પુષ્કળ પાણી વહી આવ્યુ હતુ કહેવાય છે કે, આ વાવ, સારદી કૂવો અને શિહોહર તળાવમાનો કૂવો એ ત્રણેની નીચે પાણીનો એક સળગ પ્રવાહ છે આ વાવ તથા સાવરદી કૂવાનુ પાણી એક સરખુ છે પણ વાવનુ પાણી, વાવ મોટા ભાગે અવાવર જેવી રહેતી હોઇ તેનુ પાણી પીવાલાયક રહ્યુ નથી એટલુજ નહિ પણ તેના પાણીથી વાસણ તથા ઘરેણુ કાળા પડી જાય છે અને ત્યા ન્હાવાથી વાળા નીકળવાની સભાવના છે વાવમા જુદીજુદી જગાએ, જુદી જુદી જાતના પથ્થર પર અકારાયેલા પણ ભાવાર્થમા એકજ લખાણવાળા સ ૧૭૩૨ની સાલ ॥ શિલાલેખો છે આ વાવ પાસે વાવ ॥ હવાડાના ભગ્નાવશેષ છે લોકવાયકા છે, કે વાવ જિર્ણ થતા તેની દુરસ્તી માટે કેટલુક ધન તથા દુરસ્તીના સાધન વાવમા કોઇક જગાએ છુપાવી રખાયેલ છે

**બોડાદિયાની**–આ વાવ શાહ વીરચદ જાદવજીની બધાવેલી છે ને તે હાલ મ્યુનિસિપલ સાર્વજનિક બાગમા આવેલી છે પૂર્વે તેની સામે સ્મશાન હોવાથી તેનુ નામ બોડાદિયાની વાવ' પડેલુ છે અહી જીદુ કગવાવેલુ સ્મશાન પાછળથી–સામે રાજમહેલ–હોવાથી ખસેડાવતા



ઓસેર કોઠાની વાવ (ઉપરનો ભાગ)



ચબુતરો

આ વાવનો ઉપયોગ બંધ પડેલો હતો અને તેથી તે પાણી બગડેલું છે. વાવ નાની છે.

સિવાય એક વાવ જેવો કુવો શિહોહરમા છે જેનો ઉલ્લેખ ઉપર આવી જાય છે વળી એક નાની વાવ છીપવાડ આગળના રસ્તે પૂર્વે હતી કે જે દટાઇ જતા તેના પર હાલ રસ્તો થયેલ છે.

**વિસનગરી દરવાજો**:–આ દરવાજા પર સં. ૧૬૭૫ નો શિલાલેખ છે કહેવાય છે કે મહેસાણામા પૂર્વે પૂર્વમા વિસનગરી દરવાજો, ઉત્તરમા સિદ્ધપુરી દરવાજો અને દક્ષિણમા કડી દરવાજો હતો. ઘૂણુપુ તળાવ આગળ લક્ષ્મી ટોકીઝ પાસેનો વિસનગરી દરવાજો મ્યુનિસિપાલીટીએ પૂર્વે દુરસ્ત કરાવ્યો હોઈ ટકયો છે. જ્યારે વહોરવાડમાનો સિદ્ધપુરી દરવાજો તથા કસ્બામાનો કડી દરવાજો તે પૂર્વે નાબુદ થયેલ છે. મહેસાણામા ત્રણે દિશાએ ત્રણ દરવાજા હતા તો ચોથી–પશ્ચિમ દિશાએ પણ કદાચ હશે. વળી તોરણવાળી માતાના ગરબાની ૯૩મી કડી, કે જેમા મહેસાણાના દરવાજાનુ વર્ણન હોય એમ લાગે છે તેમા તો 'પાચ દરવાજા ને છઠ્ઠી બારી" હોવાનું જણાવ્યુ છે પણ બાકીના દરવાજા તથા બારીનુ સ્થળ કયા હશે તે હાલ કોઇ જાણતુ નથી.

**મોગલનું રોજુ**:–પદુસણુ તળાવ સામે દક્ષિણ તરફના ટેકરા ઉપર મોગલનુ રોજું' નામે ઓળખાતી કબર છે તેની આસપાસ બીજી પણ કબરો છે. મોગલના રોજાવાળી મુખ્ય કબરને ફરતો નાનોશો કોટ હશે, એમ એ કબરની આસપાસ ભગ્નાવશેષ જેવા પડેલા કોટના કાગરા ઉપરથી જણાય છે. કહેવાય છે કે આ જગાએ મોગલ લશ્કરની છાવણી રહેતી. આ પ્રતીક મહેસાણામા મોગલ રાજ્યના અંત સમયનું જણાય છે।

**ચબુતરો**:–મોચી ઓળના નાકા પાસે બજારના મુખ્ય માર્ગમા આવેલો છે તેનુ બાધકામ જોતા તે વિક્રમની ઓગણીસમી સદીથી જુનો જણાતો નથી ચબુતરાનો સ્તભ અષ્ટપહેલો છે. તેના ઉપર ચઢવા સારૂ પાચ પાચ, પગની અધી પાની આવે એટલા નાના ગોળ પગથિયાની બે હાર છે. સ્તંભના મથાળે એટલે કે સ્તંભ ઉપરની છત્રી નીચે ચારેકોર આઠ શિલ્પ-ચિન્હો છે એમા સાત જુદીજુદી દેવ મૂર્તિઓના છે અને એક સંભોગાસનનુ છે. ધૂળેટીના દિવસે ઠાકરડા લોકો આ સભોગાસનના આગળ પાચ નાળિયેરનો હાર બાંધે છે તથા ત્યા ગુલાલ છાટી તેને આકર્ષિત કરે છે.

૯ ધર્મસ્થાનો જૈનોના [1] (૧) રાજમાર્ગ ઉપર ઊંચા ભાગવાડાના સામે પાર્શ્વનાથ[2] અને સુમતિનાથ[3]નું, ઉપર વાસુપૂજ્ય અને નેમનાથજી[4]નુ છે તે ઉપર ધાબે પગલા જોડ પાચ પાચ છે. ભમતીવાળું, તથા બે શિખરવાળુ છે શ્રી સઘે જુના દેરાસરોની જગાએ બધાવેલુ છે જેમા મૂળનાયકો પૂર્વાભિમુખ છે.

---

૧ આ માહિતી જૈ. શ્વે મં, ય વિ દિ, જૈ. તી સ સં વગેરેના આધારે અને તેને યથાશક્ય સશોધીને હાલની સ્થિતિ પ્રમાણે આપી છે જૈ શ્વે મ મા જેઠામેતાની પોળમા શા જેઠાભાઇ હાલચંદ મહેતાએ બધાવેલુ કુથુનાથનુ દેરૂં હોવાનુ જણાવ્યુ છે. અને ય વિ દિ મા પણ તેનો ઉલ્લેખ છે પણ હાલ આ દેરૂ નથી જાણવા પ્રમાણે તે ઘર દેરાસર હતુ અને શ્રીમાળીવાડામા આવ્યુ હતુ એટલે જેઠા મહેતાની ખડકી શ્રીમાળીવાડાનો ભાગ હશે અને તેમા આ દેરૂં હશે એમ લાગે છે પરંતુ શુકલવાડામા વિમળનાથનું દેરૂ હોવા છતા જૈ શ્વે. મં મા તેનો ઉલ્લેખ નથી, જે કરવો રહી ગયો લાગે છે

૨ આ પાર્શ્વનાથનું નામ કાલ ક્રમાનુસાર મનરંગ, મનરંગા, મનરંજન અને મનમોહન નોધાયું છે. એમા મનરગ અને મનરંગા એ ઉચ્ચાર ભેદે લેવાતા પર્યાય નામ, ને મનરંજન એ ભળતુ નામ જણાય છે જ્યારે મનમોહન નામ ખોટું નોધાયેલું જણાય છે કેમકે મનમોહન નામના પાર્શ્વનાથ વડોદરામા (જુઓ જૈ એ ગુ કા સં પૃ. ૧૬૯), પાટણમા (જુઓ જૈ ધા પ્ર લે. સં ભા ૧, પૃ ૪૩) પદ્મીમ. (જુઓ જૈ. સા સં ઇ પૃ૦ ૬૮૮) અને કંબોઇમા (જુઓ કં. તી ઇ પૃ૦ ૧) છે વિશેષ વિગત માટે જુઓ આ પુસ્તકગત સાહિત્યોલ્લેખ પાચમો તથા તે તથા આ નીચેની પાદટીપ

૩ કહેવાય છે કે, પૂર્વે પાર્શ્વનાથ અને સુમતિનાથના જુદાજુદા બે નાના દેરા હતા અને તે જોડાજોડ હતા આ બન્નેને ભેગા કરી ત્યા હાલ મોટું દેરાસર બાધેલુ છે આ નવા દેરામા ઉક્ત પાર્શ્વનાથજીની પ્રતિષ્ઠા સંવત ૧૯૨૦ના મહા સુદ ૧૦ ને બુધવારે થયેલી છે અને આ દેરૂં મોટું કરતા ફરી વસેલા ગામની દિશા પ્રમાણે પ્રતિમાના મુખ રાખ્યા છે. જુના દેરામા પાર્શ્વનાથજીનુ મુખ પશ્ચિમ તરફ હતુ. કેમકે મહેસાણા ત્યારે પશ્ચિમ તરફ વસેલું હતુ, પછી પૂર્વ તરફ વસ્યું એટલે પીઠ ગામ તરફ હોવી નિષિદ્ધ માની પ્રતિષ્ઠા કરતા પ્રતિમા પૂર્વાભિમુખ રાખી છે.

૪ આ બાવીસમા તીર્થંકર છે ને તેમનું પર્યાય નામ 'નેમિનાથ'છે જ્યારે 'નમિનાથ' નામ એકવીસમા તીર્થંકરનું છે.



મોટું જૈન દેરાસર

(૨) અંધારી પોળમાં પદ્મપ્રભુનું છે.[1] પચ્ચિસ પગથિયાં ઉતરીને જવાય એવા ભોંયરાવાળું તથા ઘુમટબંધી[2] છે. શ્રી સંઘે બંધાવેલું છે. જેમાં મૂળ નાયક પૂર્વાભિમુખ છે.

(૩) અંધારી પોળમાં[3] મહાવીર સ્વામીનું છે. શિખરબંધી છે શ્રી સંઘે બંધાવેલું છે જેમાં મૂળ નાયક પૂર્વાભિમુખ છે.

(૪) પટવા પોળમાં શાન્તિનાથનું છે. ધાબાબંધી છે સં ૧૮૫૭માં પટવા કપુરચંદ રિખવદાસે બંધાવેલું છે.[4] જેમાં મૂળનાયક પૂર્વાભિમુખ છે.

(૫) શુકલવાડામાં વિમલનાથનું છે. શિખરબંધી છે. વિક્રમના વીસમા સૈકામાં સ્વ મોકમચંદ અમીચંદની પત્ની દીવાળીબાઇએ બંધાવેલું છે. જેમાં મૂળનાયક પશ્ચિમાભિમુખ છે.

(૬) શુકલવાડામાં શેઠ ઘહેલાભાઈ કરમચંદની હવેલી પાસે સુમતિનાથનું છે શિખરબંધી છે સં. ૧૯૫૧ના માગશર વદ છઠે પટવા કચરાભાઇ સાંકળચંદની વિધવા પત્ની બાઇ મેનાએ બધાવેલું છે જેમાં મૂળનાયક પશ્ચિમાભિમુખ છે.

(૭) મોતી જડીયાની ખડકી (સંભવનાથની પોળ) માં આદિનાથનું છે. શિખરબંધી છે શ્રી હરિચંદ રવચંદ ડોડાવાળાએ બંધાવેલું છે ને તેની પ્રતિષ્ઠા સં. ૧૯૭૯માં થયેલી છે. જેમાં મૂળનાયક પૂર્વાભિમુખ છે[5]

---

૧ જૈ. તી. મ. સં. માં આદિનાથનું અને ય. વિ. દિ. તથા જૈ શ્વે. મં માં પદ્મપ્રભુનું જણાવ્યું છે. પદ્મપ્રભુનું ઉપર (મેડા ઉપર નહીં ભોંયરાના ઉપર) અને આદિનાથનું ભોંયરામા પ્રતિષ્ઠિત છે ઋષભદેવ પહેલા તીર્થંકર હોઇ તેઓ આદિનાથના વિશેષણેય ઓળખાય છે.
૨ ય. વિ દિ મા શિખરબંધી જણાવ્યું છે જે હાલ ઘુમટબંધી કરવામા આવ્યું છે.
૩ ય. વિ દિ.માં પારેખની ખડકી જણાવી છે તે હસ્તવા પ્રેસ દોષ છે.
૪ જૈ. તી સ સં.માં શ્રી સંઘે જણાવ્યું છે
૫ આ નવા દેરાની જોડે જિર્ણ થતા બંધ થયેલું એવું પશ્ચિમાભિમુખ દેરૂં છે. જે પૂર્વે મેતા સાથીએ બંધાવ્યું હતું એમ કહેવાય છે તેમા આદિનાથ અને સંભવનાથની પ્રતિમાઓ હતી તે આ દેરૂં જિર્ણ થતાં જોડે નવા બંધાવેલા દેરામા પૂર્વાભિમુખ પ્રતિષ્ઠિત કરી છે. આ પ્રતિમાઓમાં મુળનાયક તો આદિનાથ છે અને તે પ્રતિમા પથ્થરની છે પણ સંભવનાથની ધાતુ પ્રતિમા પર લોકઆસ્થા વિશેષ બેસવાથી ઉક્ત નવું દેરૂં તથા આ સ્થળ સંભવનાથના નામેય ઓળખાય છે

(૮) પારેખની ખડકી[1]માં શાન્તિનાથનું છે. ત્રણ શિખરવાળું છે. સં. ૧૯૯૨ના અરસામાં પારેખ બહેચરભાઈ ગુલાબચંદે પાયામાંથી પુનરૂદ્ધાર કરાવેલું છે. મૂળ બહેચરભાઇના પ્રપિતામહ પરી હીરાચંદ જોઇતારામે સં. ૧૯૬૧માં બંધાવ્યું હતું. હાલ મૂળનાયક પૂર્વાભિમુખ છે [2]

· (૯) મોચીઓળ (-વાડ;વાડા)માં આદિનાથનું છે. શિખરબંધી છે. સં. ૧૯૪૬માં શેઠ વીરચંદ કરમચંદે બંધાવેલું છે. જેમાં મૂળનાયક પૂર્વાભિમુખ છે [3]

(૧૦) રંગમહેલમા, સને ૧૯૪૨મા બંધાવેલા સેનેટોરિયમમાં સુમતિનાથનું ઘર દેરાસર છે.[4] જેની દીવાલો કાચે મઢેલી હોઇ રોશનીમાં જોવા જેવું છે. તે શેઠ ડાહયાભાઇ ઘેલાભાઇએ બંધાવેલું તેમાં મૂળનાયક ઉત્તરાભિમુખ છે.

(૧૧) પાંચ લીમડીમાં તીર્થંકર આદિનાથની અને મુનિ રવિસાગરજીની પાદુકાઓવાળું 'ગુરૂમંદિર' નામે ઓળખાતું પાદુકા મંદિર છે. જે શ્રી સંઘે સંવત ૧૯૫૬માં[5] પૂર્વાભિમુખ બંધાવેલું છે. આમાં તીર્થંકરની મૂર્તિ નથી. પાછળથી સુખસાગરજીની પાદુકા સં. ૧૯૭૯માં;

---

૧ જૈ. શ્વે. મં. ભા ૧માં તથા ય. વિ. ભા. ૩માં પારેખની ખડકી અને જૈ. તી. સ. સં. ભા ૧, ખં. ૧માં જોષીની ખડકી લખી છે. પારેખની ખડકી એ જોષીની જયશંકર જોષીની-ખડકીનો એક ભાગ છે. અને આ બંને સ્થળ આંબલીચૌટાનો એક ભાગ છે.

૨ આ દેરામાં જુના દેરામાંની પ્રતિમાજ પ્રતિષ્ઠિત કરવામાં આવી છે. અને જુના દેરામાં પણ પ્રાચીન પ્રતિમા પ્રતિષ્ઠિત કરવામાં આવી હતી; એમ કહેવાય છે.

૩ કહેવાય છે કે, તેમાંના મૂળનાયક અત્રેની મોચીઓળમાંની ખત્રીવાડ માંથી નીકળેલા. જયારે જૈન સુધારા ખાતાના પત્રકમાંની યાદી મુજબ મૂળનાયકને શેઠ વીરચંદના કુટુંબીજનો મહેસાણામાં જયારે આવેલા ત્યારે સાથે લાવેલા; તે વખત મૂળનાયકને મોચીવાડમાં શેઠ સ્વરૂપચંદના ઘર પાસે આવેલી નાની વહોરવાડના દરવાજા ઉપરના મજલે ઘર દેરાસર કરી સ્થાપિત કરેલા, પછી ત્યાંથી વીરચંદ કરમચંદના મહાડના દરવાજા ઉપરના મજલે સ્થાપિત કરવામાં આવ્યા. જે છેલ્લે લગભગ એક લાખના ખર્ચે આ દેરાસર બંધાવી ત્યાં સ્થાપિત કરેલા છે.

૪ એક બીજું ઘર દેરાસર સં. ૧૯૯૮માં મહારાજની ખડકીમાં હતું તે શાન્તિનાથનું હતું (જુઓ જૈ. તી. સ. સં. ભા. ૧, ખં. ૧) પણ તે પાછળથી કાઢી નંખાયું છે અને તેમાંના મૂળનાયકને મોટા જૈન દેરાસરમાં મૂકેલ છે.

૫ ય. વિ. દ્વિ. ભા. ૩માં સં. ૧૮૫૬ જણાવેલ છે પણ તે ભૂલ છે જુઓ સુ ગુ. ગી. પૃ. ૬૫.



શ્રી અંબાજી માતાનું મંદિર

અને આ સુખસાગરજી તથા રવિસાગરજીની મૂર્તિ સં. ૧૯૯૧માં કરવામાં આવી છે દીક્ષા દેવાની વિધિ આ સ્થળે થાય છે.[૬]

ઉપરાંત શેઠ સ્વરૂપચંદ મોતીચંદની ચાલીમાં દિગમ્બર જૈનોનું એક ઘર દેરાસર છે. જે બે એક વર્ષથી અસ્તિત્વમાં આવ્યુ છે.

હિન્દુઓનાં :—

(૧) રેલ્વે વિસ્તારમાં શ્રી કલ્યાણેશ્વર મહાદેવનું (૨) જેલરોડ પર જતાં રેલ્વેના નાળા સામે હનુમાનજીનું (૩) રાજમહેલ રોડ પર બેંક પાસે સં. ૧૯૯૨માં બંધાયેલું ગણપતિજીનું (૪) લાયબ્રેરી પાસે તોરણવાળી માતાનું * (૫) પાંચ લીંમડીમાં ગોવિંદ મહાદેવનું (૬) પાંચ લીંમડીમાં દત્તાત્રયનું જે ત્રણેક વર્ષથી અસ્તિત્વમા આવ્યું છે. (૭) કસ્માની દક્ષિણે ખારી નદી કાંઠે રાવળાનું + (૮) ચોકમાં રામચંદ્રજીનું (કલ્યાણદાસજી મહારાજ વાળું) (૯) પટવાપોળમાં નારાયણ દેવ; નીલકંઠેશ્વર મહાદેવ તથા શિતળા મહાદેવનું (૧૦) ખારા કૂવા પાસે હિમજામાતાનું (૧૧) સથવારા વાસના નાકે અંબાજી માતાનું (૧૨) જૈન ઉપાશ્રય પાસેના આઝાદ ચોકમા છબીલા હનુમાનજીનું (૧૩) આંબલીચૌટામાં નિર્વામિતોનું જે સં. ૧૯૫૫મા અસ્તિત્વમા આવ્યુ છે. (૧૪) વિસનગરી દરવાજા પાસે રામચંદ્રજીનું (૧૫) ભોય રાવાળા વાસમાં ભૈરવનું (૧૬) પરામાં રામચંદ્રજીનું (૧૭) પરામાં હનુમાનજી તથા શિતળામાતાનું (૧૮) સન્યાસ આશ્રમ પાસે ચામુન્ડા માતાનું (૧૯) પરામાં અંબાજી માતા, મહાલક્ષ્મી માતા, પંચમુખા હનુમાન, રામચંદ્રજી તથા મહાદેવ વગેરેનું ÷ (૨૦) સ્મશાન પાસે

૬ આ સ્થળ ય વિ. દિ ભા. ૩માં "શહેર બહાર" એ રીતે દર્શાવ્યું છે. જ્યારે જૈ. સ્વ. મં. ભા. ૧માં "શહેર બહાર ગામ સામેત્રા જવાના રસ્તા ઉપર" એ રીતે દર્શાવ્યું છે મતલબ કે શહેર બહાર ગણાતું સ્થળ હાલ શહેરમાં સામેલ થઇ ગયું છે.

* તોરણવાળી માતાના ગરબામાં ચાંપાનેરનાં મહાકાળી માતાનું તોરણ અહીં બંધાયું એવો જે ઉલ્લેખ છે તે જોતાં મૂળ આ મહાકાળી માતાનું સ્થાન જણાય છે. તોરણવાળી એતો ઉપનામ છે જો કે હાલનું સ્થાન નવું છે પણ કદાચ તે મૂળ જગાએ થયું હશે. ક.

\+ હાલ આ મંદિરમાં નૃસિંહ ભગવાનની મૂર્તિ છે પહેલાં રામચન્દ્રજીની હતી. તે વખત મંદિર વગેરે જિર્ણ થયેલ હોવાથી વિક્રમની વીસમી સદીમાં સ્વ. શેઠ હીરાલાલ વીઠ્ઠલદાસે તેનો જિર્ણોદ્ધાર કરેલો છે ક.

÷ શ્રીમંત સયાજીરાવ ત્રીજાના રાજ્ય અમલ દરમ્યાન એક પુરાતત્વ

ભીમનાથ મહાદેવનું × (૨૧) કાચા માઢમાં નરસિંગજીનું. (૨૨) મહારાજની ખડકીમાં નરસિંહજીનું (૨૩) સથવારા વાસમાં નીલકંઠ મહાદેવનું

ઉપરાંત નાની મોટી ઘણી દેરીઓ છે, જે મોટા ભાગે કૂળદેવી ઓની છે એમા રાજમહેલ કમ્પાઉન્ડમાં જોગણીઓ માતાની તથા પદુસણ તળાવની ઉત્તરે સધીમાતાની છે. સિવાય વાયવ્યમાં એક ગાઉ દુર ચિંથરિયા મહાદેવનું સ્થાન છે. જે હાલ 'સોમનાથ મહાદેવ' નામે પ્રસિદ્ધ છે. નૈઋત્યમા એક ગાઉ દુર સુમેશ્વર મહાદેવનું સ્થાન છે તેની જોડે બ્રહ્માણીમાતાનું મંદિર છે. વળી મહેસાણાથી માઈલ માઈલ ના છેટે રામાપીરના બે મંદિરો આવેલા છે એ પૈકી વિસનગર જતા રોડ પાસે રામવાવડીમા આવેલું રામાપીરનું મંદિર શ્રી ઠા રામદાસ ભાઇ પટેલે ફાળો કરી ઊભું કરેલું છે. અને તે શરૂથી સ્પર્શાસ્પર્શના ભેદભાવ સિવાય સર્વજનો માટે ખુલ્લું મુકાયેલું છે. આ મંદિર પાસે 'સાર્વજનિક હરિજન પ્રાર્થના હોલ' છે તે તા. ૧-૬-૪૫થી ખુલ્લો મુકાયેલ છે. મહેસાણાથી વાયવ્ય તરફ બે ગાઉ દુર પાલોદર ગામમા જોગણીઓ માતાનું તથા નાગરોની કૂળદેવી મલાઇમાતાનું, જૂના ધામ છે

**વૈષ્ણવસંપ્રદાયનાં :**-(૧) રાજમાર્ગ આગળ ધી ખરીદા બેંક સામે મદનમોહનજીનું (૨) સત્યનારાયણની ચાલી પાસે સત્યનારાયણનું (૩) નીચા ભાટવાડામાં દ્વારિકાધિશનું

**સ્વામીનારાયણ સંપ્રદાયનાં :**-(૧) વાડીકૂવા સામે, સ્વામીનારાયણનું (પુરૂષો માટેનું) જે સં. ૨૦૦૩માં બંધાવાયું છે. (૨) વાડીકૂવા સામે સ્વામીનારાયણનું (સ્ત્રીઓ માટેનું)

---

વેત્તાએ આ મંદિરની મુલાકાત લીધી હતી આ મંદિરમાંની મહાલક્ષ્મી માતાની મૂર્તિની ધાતુ વિષે એમણે સાશ્ચર્ય પ્રગટ કરેલું અને પંચમુખા હનુમાનની મૂર્તિ વિષે કહેલું કે "આવી મૂર્તિ હિન્દુસ્તાનમાં જવલ્લેજ જોવા મળે છે"

× સં. ૧૨૫૬માં મહેસાણામાં આનલેશ્વર દેવ હોવાનો-એટલે કે તે નામના મહાદેવનું મંદિર હોવાનો-ઉલ્લેખ મળે છે. હવે આનલેશ્વરદેવ નું મંદિર ભીમદેવ બીજાના વખતમાં હતું એટલે લાગે છે કે તે મંદિર નાશ પામતાં તે જગાએ જ્યારે નવું બાંધ્યુ હશે ત્યારે લોકોને એટલુંજ યાદ રહેવા પામ્યું હશે કે મૂળ મંદિર ભીમદેવનું હતું. અને તેથી તેમણે આ મંદિરમાંના હાલના શિવલિંગનું નામ ભીમનાથ મહાદેવ પાડયું હશે. જો એમ હોય તો મહેસાણાની મૂળ ભૂમિ આ હશે એવી સંભાવના છે. ક.



નારાયણ પરબ



રામચાવડી, રામદેવજી મંદિર



સાર્વજનિક હરિજન પ્રાર્થના મંદિર

ઇસ્લામ ધર્મનાં:-પીરની કબરો: (૧) વિસનગરી દરવાજા પાસે ડાહર-સૈયદની (૨) નાગલપુરના રસ્તા ઉપર મોટાપીરની (૩) ટી. જે. હાઇસ્કુલ સામેના ચાઉન્ડમાં પેપટશાની (૪) ખારી નદી કાંઠે કુકસ ગામ જવાના રસ્તાની પાસે જમન સૈયદની (૫) ખાળીવાડમાં લટીશા કુવા પાસે લતીફપીરની (૬) લાલશાના તકીયા પાસે ગોદરપીરની (૭) સાવરકી કુવા પાસે વંડામાં જિન્દે ઇબ્રાહીમની (૮) સાવરકી કુવા પાસે વંડામાં ગેબનશાપીરની.

મસ્જિદો:-(૧) વીરચંદ ફરમચંદની વાડી પાસે જુમ્મા મસ્જિદ, (૨) ગોળવાડના માઢમાં ગોળવાડની મસ્જિદ (૩) નાની વહોરવાડમાં નાની મસ્જિદ (૪) નાની વહોરવાડના સામે મસ્જિદ (૫) મોટી વહોરવાડમાં મોટી મસ્જિદ (૬) મોટી વહોરવાડમા નગીના મસ્જિદ (૭) રેલ્વે વિસ્તારમા નવી મસ્જિદ (૮) કસ્બામા કસ્બાની મસ્જિદ

ઇદગાહ:-જીન પાસેની.

કબ્રસ્તાનો:- (૧) ખાળીવાડનું (૨) ખાટકીઓનુ (૩) ભટીયારાઓનું વહોરાઓનું જે 'મકબરા' નામે ઓળખાય છે (૫) સાર્વજનિક જે ઇસ્લામના તમામ ભેદોવાળા ઇસ્લામ ધર્માનુયાયીઓ માટે છે.

મહેસાણામાં પારસીઓ-તથા ક્રિસ્તીઓના દેવળ એકે નથી. પૂર્વે રોમન કેથોલિક સંપ્રદાયવાળા ક્રિસ્તીઓના ધર્મગુરૂ દર માસે અમદાવાદથી આવતા અને અહીંની રેલ્વેની વેઇટીંગ રૂમમાં પ્રાર્થના આદિ વિધિ કરાવી ચાલ્યા જતા. હાલ રોમન કેથોલિક સંપ્રદાયના ક્રિસ્તીઓની એક સંસ્થા પિલાજી ગંજમાં છે.

## ૧૦ આશ્રમ-ઉપાશ્રય

સન્યાસ આશ્રમ:- પરામાં ચામુંડા માતાના મંદિર જોડે આવેલો છે સં. ૧૯૪૨માં સ્વામી અતુલાનંદજીના ઉપદેશે ફાળો કરી ઉભો કરાવેલો છે. વિદ્વાન સન્યાસીઓ આવતા ત્યાં વ્યાખ્યાન યોજાય છે. તેનો વહીવટ હાલ શ્રી સાંકળચંદ ન. શાહ કરે છે. તાજેતરમાં આ આશ્રમ જોડે અન્ય માલકીનું એક મંદિર થનાર હતું; જે અધુરૂં પડયુ છે

જૈન ઉપાશ્રય:- બજારમાં આઝાદ ચોક નામે હાલ ઓળખાતા સ્થળ આગળ આવેલા છે, તેમાં એક સાધ્વીઓનો અને બીજો સાધુઓ માટેનો છે ને ક્રમશઃ સં. ૧૯૪૯ સં. ૧૯૫૨માં શ્રી સંઘે કરેલ ફાળા દ્વારા લગભગ રૂા. પચાસ હજારના ખર્ચે જુના ઉપાશ્રયોવાળા

સ્થાને[1] તૈયાર થયેલા છે. એમાં રૂ. ૧૪૦૦૦નો સૌથી વધુ ફાળો શેઠ ડાહ્યાભાઇ કરમચંદે આપ્યો છે. વિહાર કરતા જૈન સાધુ સાધ્વીઓ, થોડા દિવસ સારૂં અહીં ઉતરે છે, જ્યારે ચોમાસામાં ચારે માસ, સ્થિર રહે છે, મુખ્ય સાધુ તરીકે જૈન ધર્મના જ્ઞાનની આચાર્ય પદ્વિ પામેલ સાધુને ચોમાસામા ચાર માસ માટે આમંત્રણ અપાય છે, એ-ઓ પતિદિન ઉપાશ્રયમાં શ્રાવકો સમક્ષ વ્યાખ્યાન આપે છે, અને વ્રત લેવા ઇચ્છતા ધર્માનુરાગીઓને વ્રત ગ્રહણ કરાવે છે આ મુખ્ય સાધુના અભાવે ઉપસ્થિત સાધુઓમાં જ્ઞાનવૃદ્ધ (દીક્ષા વહેલી લીધી હોય તે) સાધુ આ કાર્યો કરે છે.

### ૧૧ ધર્મશાળા

**સેનેટોરિયમઃ–** રંગ મહેલ લત્તામા છે. જયાં અગાઉ રંગમહેલ હોવાનું કહેવાય છે.[2] સને ૧૯૪૨માં શેઠ ડાહ્યાભાઇ ઘેલાભાઇએ બંધાવેલ છે તે પ્રાયઃ જૈનો માટે બનાવાયેલું છે. અને તેમાં અહીંના દવાખાનાઓમાં ઉપચાર કરાવવા કે હવાફેર કરવા આવેલા દર્દીઓને ઉતરવા દેવામાં આવે છે, એમાં એક ઓરડો ઘર દેરાસર માટે અલગ રાખેલ છે જેમા ઘર દેરાસર બનાવેલ છે.

**સરકારી ધર્મશાળાઃ–** લાલચંદની ચાલી પાસે છે. મોટા ભાગે બાવા ફકીરો ઉતરે છે.

**ડોસાભાઇની ધર્મશાળાઃ–** પિલાજીગંજમા છે, સં. ૧૯૮૮માં બંધાવાયેલી છે. તેમાં પ્રાયઃ હિન્દુ મુસાફરોને સાનેક દિવસ માટે રહેવાની સગવડ મફત અપાય છે. વધુ દિવસ રહેવું હોય તો ઠરેલ ચાર્જ

---

૧ સં. ૧૯૨૭માં મહેસાણામાં રેલ આવી ત્યારે નીચાણવાળી જગામાં રહેતા કેટલાક લોકોએ જુના ઉપાશ્રયમાં આશ્રય લીધો હતો એ જોતાં એ જુનો ઉપાશ્રય પૂર્વે સારો એવો બાંધ્યો હશે.

૨ આ સ્થળ ઉપરનાં ખંડેર આજથી સો વર્ષ સુધીમાં કોઇએ જોયાં નથી. આજના વૃદ્ધો કહેતા કે આ ખંડેરના પાયા એમના વૃદ્ધોએએ જોયા હતા. બાકી રંગમહેલ લત્તાની પશ્ચિમે, જ્યાં શાક માર્કેટ કરવાની મ્યુ.ની યોજના હતી તે ટેકરે પશ્ચિમાભિમુખ એવો એક નાનો દરવાજો વીસેક વર્ષ પૂર્વે મેં પોતે પણ જોયો હતો કદાચ તે રંગમહેલના કોટનો અવશેષ હોય !

આપતાં રહેવા દેવામાં આવે છે. આ ધર્મશાળા ડાસાભાઇ હીરાચંદ તથા જડીબાઇના સ્મરણાર્થે તેમના ટ્રસ્ટીઓએ બાંધી છે.

જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક ધર્મશાળા:- રાજમાર્ગ પર રંગમહેલના નાકા પાસે આવેલી છે. તેમાં જૈન મુસાફરોને ઉપર પ્રમાણે રહેવા દેવામાં આવે છે.

આ સિવાય પ્રતાપ ચોકમાંના ફુવારા પાસે 'શેઠ સ્વરૂપચંદ મોતીચંદની ચાલીના કેટલાક ભાગનો ઉપયોગ ચાલી માલીક જૈન ધર્મશાળા તરીકે કરે છે.

## ૧૨ વાડીઓ

**વીરચંદ કરમચંદની વાડી:-** શેઠ વીરચંદ કરમચંદે વિક્રમના વીસમા સૈકામાં બંધાવેલી છે. તે જૈનોની હોવા છતાં, બીજી વાડીઓ કરતાં અંદર-બહાર ખુલ્લી જગ્યા વધુ હોઇ સાંસ્કારિક પ્રવૃતિઓ માટે તથા લગ્નાદિ પ્રસંગોએ ઉતારા માટે બીજાઓને વાપરવા અપાય છે.

ઉપરાંત નરસિંહ પટેલના માઢમાં 'આરોળાની વાડી' છીપવાડમાં ભાવસારોની વાડી, નીચા ભાટવાડામાં શ્રી વિસાદિશાવાળ વણિકોની વાડી અને બીજી એવી નાની વાડીઓ છે. તે પણ મોટા ભાગે અમુક કોમ પૂરતી બંધાવેલી છે.

## ૧૩ ભોજન શાળાઓ અને સદાવ્રત

**જૈન ભોજન શાળા:-** રંગમહેલમાં છે જૈનોને ખર્ચ ઓછા ચાર્જે જમાડવામાં આવે છે. અને ભોજન જૈન ધર્મને બાધક ન હોય એવુ અને એવા સમયે એટલે કે દિવસેજ અપાય છે, સ્થાપના સં. ૧૯૯૩માં થઇ છે.

**જૈન આંબીલ શાળા:-** સંઘવીપોળના નાકે આવેલું છે. તેનું મકાન મૂળ મોહનવિજયજી ગોરજી પાસેથી મળેલું જે નવું બાંધવા શેઠ સુરચંદ મોતીચંદની વિધવા જમનાબાઈએ રૂા. ૮૦૦૦ આપેલા છે. હમણાં તેમાં નવો સુધારો થયો છે, અઠ્ઠમાદિ વ્રત લેનાર જૈન સાધુ સાધ્વી તથા શ્રાવક-શ્રાવિકાઓને વિના મૂલ્યે અહીં ભોજન અપાય છે.

**સદાવ્રત ખાતું:-** સ્વ. શેઠ વીરચંદ કરમચંદ યોજિત સદાવ્રત અદ્યાપિ પર્યંત અપાય છે. અપંગ, વૃદ્ધ તથા સાધુ સંતોને ભોજન આપવા સદરહુ શેઠની બજારમાં આવેલી પેઢી ચીઠીઓ લખી આપે છે

સ્થાને[1] તૈયાર થયેલા છે. એમાં રૂા. ૧૪૦૦૦નો સૌથી વધુ ફાળો શેઠ ડાહયાભાઇ કરમચંદે આપ્યો છે. વિહાર કરતા જૈન સાધુ સાધ્વીઓ થોડા દિવસ સારૂં અહીં ઉતરે છે, જયારે ચોમાસામાં ચારે માસ સ્થિર રહે છે, મુખ્ય સાધુ તરીકે જૈન ધર્મના જ્ઞાનની આચાર્ય પદ્વિ પામેલ સાધુને ચોમાસામાં ચાર માસ માટે આમંત્રણ અપાય છે, એ-ઓ પતિદિન ઉપાશ્રયમાં શ્રાવકો સમક્ષ વ્યાખ્યાન આપે છે, અને વ્રત લેવા ઇચ્છતા ધર્માનુરાગીઓને વ્રત ગ્રહણ કરાવે છે આ મુખ્ય સાધુના અભાવે ઉપસ્થિત સાધુઓમાં જ્ઞાનવૃદ્ધ (દીક્ષા વહેલી લીધી હોય તે) સાધુ આ કાર્યો કરે છે.

## ૧૨ ધર્મશાળા

**સેનેટોરિયમઃ**– રંગ મહેલ લત્તામાં છે. જયાં અગાઉ રંગમહેલ હોવાનું કહેવાય છે.[2] સને ૧૯૪૨માં શેઠ ડાહ્યાભાઇ ઘેલાભાઇએ બંધાવેલ છે તે પ્રાયઃ જૈનો માટે બનાવાયેલું છે. અને તેમાં અહીંના દવાખાનાઓમાં ઉપચાર કરાવવા કે હવાફેર કરવા આવેલા દર્દીઓને ઉતરવા દેવામાં આવે છે, એમાં એક ઓરડો ઘર દેરાસર માટે અલગ રાખેલ છે જેમાં ઘર દેરાસર બનાવેલ છે.

**સરકારી ધર્મશાળાઃ**– લાલચંદની ચાલી પાસે છે. મોટા ભાગે બાવા ફકીરો ઉતરે છે.

**ડોસાભાઇની ધર્મશાળાઃ**– પિલાજીગંજમા છે, સં. ૧૯૮૮માં બંધાવાયેલી છે. તેમાં પ્રાયઃ હિન્દુ મુસાફરોને સાતેક દિવસ માટે રહેવાની સગવડ મફત અપાય છે. વધુ દિવસ રહેવું હોય તો કરેલ ચાર્જ

---

૧ સં. ૧૯૨૯માં મહેસાણામાં રેલ આવી ત્યારે નીચાણવાળી જગામાં રહેતા કેટલાક લોકોએ જુના ઉપાશ્રયમાં આશ્રય લીધો હતો એ જોતાં એ જુનો ઉપાશ્રય પૂર્વે સારો એવો બાંધ્યો હશે.

૨ આ સ્થળ ઉપરનાં ખંડેર આજથી સો વર્ષ સુધીમાં કોઇએ જોયાં નથી. આજના વૃદ્ધો કહેતા કે આ ખંડેરના પાયા એમના વૃદ્ધોએ જોયા હતા. બાકી રંગમહેલ લત્તાની પશ્ચિમે, જયાં શાક માર્કેટ કરવાની મ્યુ.ની યોજના હતી તે ટેકરે પશ્ચિમાભિમુખ એવો એક નાનો દરવાજો વીસેક વર્ષ પૂર્વે મેં પોતે પણ જોયો હતો કદાચ તે રંગમહેલના કોટનો અવશેષ હોય !

આપતાં રહેવા દેવામાં આવે છે. આ ધર્મશાળા ડોસાભાઇ હીરાચંદ તથા જડીબાઇના સ્મરણાર્થે તેમના ટ્રસ્ટીઓએ બાંધી છે.

**જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક ધર્મશાળાઃ-** રાજમાર્ગ પર રંગમહેલના નાકા પાસે આવેલી છે તેમાં જૈન મુસાફરોને ઉપર પ્રમાણે રહેવા દેવામાં આવે છે.

આ સિવાય પ્રતાપ ચોકમાંના ફુવારા પાસે શેઠ સ્વરૂપચંદ મોતીચંદની ચાલીના કેટલાક ભાગનો ઉપયોગ ચાલી માલીક જૈન ધર્મશાળા તરીકે કરે છે.

## ૧૨ વાડીઓ

**વીરચંદ કરમચંદની વાડીઃ-** શેઠ વીરચંદ કરમચંદે વિક્રમના વીસમા સૈકામાં બંધાવેલી છે. તે જૈનોની હોવા છતાં, બીજી વાડીઓ કરતા અંદર-બહાર ખુલ્લી જગો વધુ હોઇ સાંસ્કારિક પ્રવૃતિઓ માટે તથા લગ્નાદિ પ્રસંગોએ ઉતારા માટે બીજાઓને વાપરવા અપાય છે.

ઉપરાંત નરસિંહ પટેલના માઢમાં 'ઝારોળાની વાડી' છીપવાડમાં ભાવસારોની વાડી, નીચા ભાટવાડામાં શ્રી વિસાદિશાવાળ વણિકોની વાડી અને બીજી એવી નાની વાડીઓ છે. તે પણ મોટા ભાગે અમુક કોમ પૂરતી બંધાયેલી છે.

## ૧૩ ભોજન શાળાઓ અને સદાવ્રત

**જૈન ભોજન શાળાઃ-** રંગમહેલમાં છે જૈનોને બહુ ઓછા ચાર્જે જમાડવામાં આવે છે. અને ભોજન જૈન ધર્મને બાધક ન હોય એવું અને એવા સમયે એટલે કે દિવસેજ અપાય છે, સ્થાપના સં. ૧૯૯૩માં થઇ છે.

**જૈન આંબીલ શાળાઃ-** સંઘવીપોળના નાકે આવેલું છે. તેનું મકાન મુળ મોહનવિજયજી ગોરજી પાસેથી મળેલું જે નવું બાંધવા શેઠ સુરચંદ મોતીચંદની વિધવા જમનાબાઈએ રૂા. ૮૦૦૦ આપેલા છે હમણા તેમાં નવો સુધારો થયો છે, અલૂણાદિ વ્રત લેનાર જૈન સાધુ સાધ્વી તથા શ્રાવક-શ્રાવિકાઓને વિના મૂલ્યે અહીં ભોજન અપાય છે

**સદાવ્રત ખાતુંઃ-** સ્વ. શેઠ વીરચંદ કરમચંદ યોજિત -સદાવ્રત અદ્યાપિ પર્યંત અપાય છે. અપંગ, વૃદ્ધ તથા સાધુ સંતોને ભોજન આપવા સદરહુ શેઠની બજારમાં આવેલી પેઢી ચીઠીઓ લખી આપે છે

## ૧૪ પબ્લીક રજીસ્ટર ટ્રસ્ટ

| સીરીયલ નંબર | ટ્રસ્ટનો રજીસ્ટ્રેશન નંબર | નામ અને સરનામું | હેતુ |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૨૧ | એ ૧૫૪ | અંબાજી માતાજી મંદિર મહેસાણા પરા | મંદિરની વ્યવસ્થા |
| ૫૩ | એ ૮૬૩ | ઔદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિ સંસ્થા C/o જાની હિંમતલાલ પ્રભાશંકર વગેરે, સોનીવાડો મહેસાણા | જ્ઞાતિજનોના કલ્યાણ માટે |
| ૧૨૩ | એ ૧૩૯ | ભીમનાથ મહાદેવ મહેસાણા પરા | મંદિરની વ્યવસ્થા |
| ૧૬૯ | એ ૩૨ | બાઇ ચંચલતે શાહ ચુનીલાલ ભગવાનદાસની વિધવાનું ટ્રસ્ટ ફંડ C/o.ચંદુલાલ વીકલદાસ સ્ટેશન રોડ મહેસાણા | વિદ્યાર્થીઓ તથા પાંજરાપોળને મદદ કરવા, કુતરાં-ચકલાંને ખવરાવવા, પાલોદર અને મનુદરમાં ધર્મશાળા અને ચબુતરો બાંધવા નિભાવવા મહેસાણા અથવા મુંબઈમાં બોર્ડિંગ હાઉસ કરવા, દેરાસર, અનાથ આશ્રમને મદદ આપવા વગેરેમાં |
| ૧૬૬ | એ ૧૩૪૯ | ચામુંડામાતા, મહેસાણા | મંદિરની વ્યવસ્થા |
| ૨૯૩ | એ ૬૧ | ગોવિંદ મહાદેવ મંદિર મહેસાણા | મંદિરની વ્યવસ્થા |
| ૨૭૭ | એ ૫૦૧ | શ્રી હનુમાનજી મંદિર, પરૂ. મહેસાણા | મંદિરની વ્યવસ્થા |
| ૨૮૮ | એ ૩૪ | શ્રી હરિચંદ મંછારામ પંચાલ બોર્ડિંગ,મહેસાણા | ગુજરાતના પંચાલ જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે આ બોર્ડિંગ હાઉસની વ્યવસ્થા |
| ૨૯૯ | એ ૧૨૩૪ | શ્રી હિંમતાજી માતાજી, ખારો કૂવો મહેસાણા | મંદિરની વ્યવસ્થા |
| ૩૧૦ | એ ૧૩૪૩ | જાની સાંકળેશ્વર નરસિંહરામ ટ્રસ્ટ C/o. શ્રી શુકલ હરિલાલ રઘુછોડલાલ, ઊંચી શેરી, મહેસાણા | મહેસાણાની પટવાપોળમાંના નીલકંઠેશ્વર મહાદેવના ખર્ચમાં મદદ કરવા અને ટ્રસ્ટ કર્તાની વાર્ષિક તિથિ ક્રિયા વખતે બ્રહ્મભોજન આપવા |

( ડિરેકટરી ઓફ પબ્લીક ટ્રસ્ટ મહેસાણા ડિસ્ટ્રીકટના આધારે )

| મિલ્કત. | | | ટ્રસ્ટથી ચાલતી સંસ્થાઓ અને તેનાં સ્થાન | સરેરાશ વાર્ષિક આવક | સરેરાશ વાર્ષિક ખર્ચ | |
|---|---|---|---|---|---|---|
| જમીન અને મકાનો માં રૂ. | પબ્લીક સીક્યુરી- ટીમાં રૂ. | અન્ય રોકાણો- માં રૂ | | | ધાર્મિક હેતુએ રૂ. | ચેરીટેબલ હેતુએ રૂ. |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૨૦૨૦૦ | — | ૫૦૦૦ | નામ પ્રમાણે | — | ૫૦૦ | ૨૦૦ |
| ૨૮૦૦ | — | — | — | ૨૫૨ | — | — |
| ૧૪૭૦૦ | — | ૩૦૦ | નામ પ્રમાણે | ૭૫૯ | ૨૨૯ | ૭૬ |
| ૧૧૯૩૬ | — | ૮૦૦૦૦ | — | ૬૯૫ | — | ૧૭૪ |
| ૧૫૦૦ | — | ૧૫ | નામ પ્રમાણે | ૧૨૫ | ૨૫ | — |
| ૨૨૫૦ | — | ૧૪૫ | નામ પ્રમાણે | ૩૦૦ | ૩૦૦ | — |
| ૮૦૦૦ | — | ૧૦ | ,, | ૪૦૦ | ૪૦૦ | — |
| ૧૫૦૦૦ | ૪૫૦૦૦ | ૨૭૪ | ,, | ૩૮૩૪ | -- | ૩૫૫૫ |
| ૧૬૪૫૧ | — | ૫૫૦૦ | ,, | ૧૨૦૦ | ૮૫૦ | -- |
| ૫૦૦ | — | — | ,, | ૧૦ | ૧૦ | — |

| | | | |
|---|---|---|---|
| ૧૩૬૪ | એ ૧૧૩ | જૈન શ્વેતામ્બર મૂર્તિ પૂજક મહેતા સાથીનું સંભવનાથજી દેરાસર, આંબલીચૌટા સંભવ નાથનીખડકી.મહેસાણા | જૈન ધર્મના વિચારોને અનુકુળ દેરાસરની વ્યવ-સ્થા કરવાનો |
| ૧૪૧૬ | એ ૧૦૮ | બાઈ કીલી તે પારેખ રાયચંદ ઘેલાભાઈની વિધવાનુ ટ્રસ્ટ C/o શ્રી ફુલચંદ ડાહ્યાભાઇ બજાર, મહેસાણા | મહેસાણાના શાન્તિનાથના દેરાસરમાં મદદ આપવાનો; યોગ્ય દયાધર્મના કાર્યમાં મદદ આપવાનો; પશુ પક્ષી-ઓને ખવડાવવાનો તથા પાંજરાપોળ અને દરેક સાધુસાધ્વીને મદદ કરવાનો |
| ૧૪૩૫ | એ ૫૫ | શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિ પૂજક જૈન સુધા-ગખાતાની પેઢી બજાર મહેસાણા | દેરાસરોની જૈન ધર્મના વિચા-રોને અનુકુળ વ્યવસ્થા કરવી, સાધુ સાધ્વીઓને રહેવાની અને બીજી સગ-વડો આપવી ધાર્મિક બોધ અને ક્રિયા અંગેની |
| ૧૪૩૬ | એ ૧૦૭ | બાઇ મેનાં તે કચરલાલ સાંકળચંદની વિધવા C/o. શ્રી શેઠ ફુલચંદ ડાહ્યાભાઈ, પટવાપોળ મહેસાણા | દેરાસર અને ધાર્મિક વિદ્યા-લયોને મદદ આપવાનો; જૈન ધર્મના ગરીબ અને દુ:ખી વ્યકિતઓને મદદ આપવા અને મહેસાણામાંના દેરા-સરની વ્યવસ્થા કરવાનો |
| ૧૪૪૨ | એ ૫૬ | શેઠ નાથા ભુલા ભાદરવા સુદ પાંચમ નોકારશી ખાતું C/o શેઠ ચંપક-લાલ કાશીદાસ, હરદેની ખડકી મહેસાણા | ધાર્મિક ક્રિયા ઉત્સવોના પ્રસંગે ભાદરવા સુદ ૫ની નોકારશી કરવી જો તે શકય ન હોય તો સાધર્મિક વાત્સ-લ્યમાં તે ખર્ચ કરવો |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨૦૦૦ | — | ૫૬૯૦ | નામ પ્રમાણે | ૬૧૦ | ૭૩ | — |
| — | — | માહિતી મળેલી નથી | — | માહિતી મળેલી નથી | માહિતી મળેલી નથી | માહિતી મળેલી નથી |
| ૯૮૯૦૦ | માહિતી મળેલી નથી | માહિતી મળેલી નથી | મોટું દેરાસર (૨) સંઘવી પોળ દેરાસર (૩) શાંતિનાથજી દેરાસર પટવા પોળ (૪) વિમળનાથજી દેરાસર (૫) આંખલીચૌટા શાંતિનાથજી દેરાસર (૬) શ્રીઓનો ઉપાશ્રય દરેક મહેસાણામાં | ૩૭૮૬૮ | ૩૫૭૮૬ | ૧૮૪ |
| ૮૦૦૦ | — | ૫૫૨૦ | દેરાસર મહેસાણા | ૮૦૦ | ૨૦૦ | ૧૦૦ |
| — | — | ૫૫૬૯ | — | ૨૮૪ | ૧૩૪ | — |

| | | | |
|---|---|---|---|
| ૧૪૯૬ | એ ૧૩૩૫ | શ્રી સ્વરૂપચંદ મોતીચંદ પીતામ્બરદાસ જૈન શ્વેતામ્બર મૂર્તિ પૂજક ધર્મશાળા મહેસાણા | સાધુ સાધ્વી અને જૈનોને રહેવાની સગવડો આપવી; ગરીબ શ્રાવક શ્રાવિકાઓને મદદ આપવી અને જિર્ણોદ્ધાર અને જીવદયામાં ખર્ચ કરવો. |
| ૧૫૧૬ | એ ૯૧ | શ્રી વીસા શ્રીમાળી ૧૦૮ ગોળ જૈન શ્વેતામ્બર મૂર્તિ પૂજક વિદ્યાર્થી ભવન રંગમહાલ, મહેસાણા | વીસા શ્રીમાળી ૧૦૮ ગોળ જ્ઞાતિના વિદ્યાર્થીઓને રહેવાની અને અન્ય સગવડો આપવાનો |
| ૧૫૧૯ | એ ૯૨ | શ્રીમદ યશોવિજયજીજૈન સંસ્કૃત પાઠશાળા અને શ્રી જૈન શ્રેયસ્કર મંડળ મહેસાણા | નીતિ ધર્મની કેળવણી માટે પાઠશાળાની વ્યવસ્થાનો; જૈન દેરાસરમાં ખર્ચ કરવાનો; અને અન્ય જૈન હિતકારી કામ કરવાનો |
| ૧૧૦ | બી ૧૬૧ | ગેબનશાપીર મહેસાણા | દરગાહની વ્યવસ્થા |
| ૧૨૨ | બી ૧૫૪ | ગોલવાડમાસ્જદમહેસાણા | મસીદની વ્યવસ્થા |
| ૧૬૭ | બી ૧૫૫ | જુમ્મામસ્જિદ મહેસાણા | ,, |
| ૨૪૯ | બી ૧૪૨ | મદ્રેસામહંમદી C/o સુન્નીજમાત કામે ખવાહીર કમીટી, અબ્દુલ મજીદ મહેમદભાઈ, મોટી વહોરવાડ મહેસાણા | મુસ્લીમ બાળકોને ધાર્મિક કેળવણી આપવાનો |
| ૨૮૪ | બી ૧૫૨ | મસ્જિદ મહેસાણા | મસીદની વ્યવસ્થા |
| ૩૧૯ | બી ૧૪૫ | મોચીવાડની મસ્જિદ, મોચીવાડ મહેસાણા | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૫૦૦૦ | — | ૫૦૦ | નામ પ્રમાણે | ૬૧૫ | — | — |
| ૧૦૦૦૦ | — | ૧૩૦૫૦૮ | ,, | ૧૧૮૫૦ | ૪૦૦ | ૧૫૩૫૦ |
| ૨૦૯૫૦૦ | ૮૭૦૫૯ | ૪૭૯૨૬૧ | ,, | ૪૭૯૧૬ | ૧૬૦૮૧ | — |
| ૩૦૦ | — | — | ,, | ૨૨ | — | — |
| ૧૨૦૦ | — | ૨૦ | ,, | ૨૫૮ | ૨૭ | — |
| — | — | ૮૭૬ | ,, | ૩૨૭ | ૧૨૦ | — |
| ૪૫૦૦ | — | ૪૦૦ | ,, | ૨૯૦ | — | — |
| ૨૫૦૦ | — | ૩૦૦ | ,, | ૧૦૦ | — | — |
| — | — | ૩૦ | ,, | ૧૪ | ૧૪ | — |

| | | | |
|---|---|---|---|
| ૩૨૯ | બી ૧૪૭ | મોટી મસ્જિદ, મહેસાણા C/o શ્રી અબ્દુલમજીદ મહમદભાઈ મોટી વહોરવાડ | ,, |
| ૩૬૧ | | નગીના મસ્જિદ C/o અબ્દુલમજીદ મહમદભાઈ મોટી વહોરવાડ મહેસાણા | ,, |
| ૩૬૫ | બી ૨૦૦ | નાની મસ્જિદ મહેસાણા | ,, |
| ૪૯૧ | બી ૧૪૬ | સુન્ની વહોરાઓનું કબ્રસ્તાન C/o અબ્દુલ મજીદ મહમદભાઈ મોટી વહોરવાડ, મહેસાણા | શબોને દાટવા માટેનો |
| ૪૩ | ઇ ૪૪ | છગનલાલ પીતામ્બરદાસ સાર્વજનિક પુસ્તકાલય, મહેસાણા | જ્ઞાન અને કેળવણીનો પ્રચાર કરવા લાયબ્રેરી ચલાવવાનો |
| ૮૭ | ઇ ૬૯૬ | ગવર્મેન્ટ ગુજરાતી કન્યા શાળા શીવણ ફંડ, મહેસાણા | શાળાના વિદ્યાર્થીઓના શીવણ શિક્ષણ માટેનો |
| ૯૧ | ઇ ૬૯૫ | ગવર્મેન્ટ ગુજરાતી કન્યા શાળા પાણી ફંડ, મહેસાણા | શાળાના વિદ્યાર્થીઓને પીવાનું પાણી પુરૂં પાડવાનો |
| ૧૧૧ | ઈ ૭૦૧ | ગવર્મેન્ટ ગુજરાતી શાળા નં. ૧ સામાન્ય કેળવણી ફંડ, મહેસાણા | વિદ્યાર્થીઓને પાણી પુરૂં પાડવાનો તથા કેળવણી માટેના જરૂરી સાધનો માટે ખર્ચ કરવાનો |
| ૧૧૫ | ઇ ૬૯૭ | ગવર્મેન્ટ ગુજરાતી શાળા નં ૨ કેળવણી અને પાણી ફંડ, મહેસાણા | વિદ્યાર્થીઓને પાણી પુરૂં પાડવાનો અને કેળવણીનો ફેલાવો કરવાનો |
| ૨૫૬ | ઇ ૪૬ | કુતરા ખાતું C/o શ્રી જોઇતારામ ગંગારામ કાચો માઢ, મહેસાણા | કુતરાને ખવડાવવાનો |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪૦૦ | — | ૬૦ | ,, | ૫૯૭ | ૩૯ | — |
| ૩૧૫૦ | — | ૫૦ | ,, | ૩૦૩ | ૧૨૪ | — |
| ૫૦૦૦ | — | ૧૬૫ | ,, | ૧૦૭૯ | ૮૨ | — |
| ૨૦૦૦ | -- | -- | નામ પ્રમાણે | -- | -- | -- |
| ૧૫૦૦૦ | ૧૫૦૦૦ | ૫૬૩૩૪ | ,, | ૫૧૯૪ | — | ૪૦૦૦ |
| — | — | — | — | — | — | — |
| — | — | — | — | ૨૮૫ | — | — |
| — | — | ૧૮૦૬ | — | ૫૨૦ | — | — |
| — | — | ૫૭ | — | ૮૩ | — | — |
| ૮૦૦ | — | — | — | ૭૧ | — | ૭૧ |

## ૧૫ સંસ્થાઓ

**મહેસાણા પાંજરાપોળ:**–સ્થાપના આશરે ૧૨૬ વર્ષથી થયેલી છે અને તેની વ્યવસ્થા ગામના આગેવાન શેઠિયાઓ કરતા આવ્યા છે. શરૂમાં તેની વ્યવસ્થા શેઠ ગોપાળદાસ સાકળચંદ કટોસણવાળા કરતા હતા તે વખત સંસ્થા નાના પાયા પર હતી. સં ૧૯૨૭થી વહીવટ શેઠ વસ્તારામ નેમીદાસે સંભાળ્યો હતો. અને તે વખત આ સંસ્થાના મકાનો, વાડા વગેરે કરાવ્યા હતા આ સંસ્થા મુખ્યત્વે અનાથ અને અપંગ એવા અબોલ જીવોની સંભાળ લેવાનુ કામ કરે છે. અને ઘણુ કરી આ સસ્થાનાજ ઉપક્રમે 'મહેસાણા મહાજન' ના નામે કેટલાક સમાજોપયોગી કાર્યો થાય છે ને જૈન સુધાગ ખાતાની સ્થાપના સ. ૧૯૩૦ મ. થયેલી છે

**શ્રી જૈન શ્રેયસ્કર મંડળ:**–સં. ૧૯૬૦મા સ્થાપન થયેલ છે. ધાર્મિક પ્રવૃત્તિઓ ઉપરાત જૈન ધર્મના આધ્યાત્મિક પુસ્તકો પ્રગટ કરે છે.

**મહેસાણા પ્રાંત પ્રજામંડળ:**–સને ૧૯૩૪મા સ્થાપિત થયુ હતુ. તેના પ્રથમ પ્રમુખ શ્રી૦ પટેલ અંબાલાલ શિવલાલ વકીલ ચાણસ્માવાળા હતા આ મંડળ સને ૧૯૧૬ મા સ્થપાયેલ વડોદરા રાજ્ય પ્રજામંડળ નો એક વિભાગ હતુ અને તેના પેટા વિભાગમા મહેસાણા તાલુકા પ્રજામંડળ હતુ કે જેના પ્રમુખ પટેલ શ્રી મગનભાઇ બાજીદાસ હતા આ મંડળોની હીલચાલથી સને ૧૯૪૦મા વડોદરા રાજ્ય પ્રજા મંડળની ૧૬મી વાર્ષિક પરિષદ સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપણા હેઠળ અત્રે વીરચંદ કરમચંદની વાડીમા મળી હતી તે ।। સ્વાગત પ્રમુખ શેઠ ભોગીલાલ નાથાલાલ શાહ હતા. વડોદરા રાજ્યના જોડાણ પછી આ મંડળ જિલ્લા કોંગ્રેસ સમિતિ તરીકે પલટાયેલુ છે

**મહિલા સમાજ મહેસાણા શાખા:**– મહારાણી શાન્તાદેવી મહિલા સમાજની શાખા તરીકે તેની સ્થાપના કુ૦ ખુચચંદ બહેન અ૦ કુપર કુ૦ ઇન્દુબહેન ડા૦ શુકલ તથા શ્રી રમીલા બહેન અનંતનાથ દીક્ષિતે કરી હતી હાલ તે અખિલ હિંદ મહિલા સમાજની શાખા તરીકે કામ કરે છે અને તેનુ સંચાલન ખાનુ કે કુપર કરે છે આ સંસ્થાનો ઉદ્દેશ સ્ત્રીઓની સર્વાંગી ઉન્નતિ સાધવાનો છે

**જ્યોતિ સંઘ:**– ખાસ કરી અનાથ અસહાય અને પીડિત સ્ત્રીઓને કાયદાની મદદ અપાવી તેમનુ સંરક્ષણ કરવા અને સ્ત્રીઓમા જ્ઞાન

વર્ધન કરી તેમને પગભર કરવાના ઉદ્દેશે આ સંસ્થા અમદાવાદમાં સ્થપાયેલી છે. તેની શાખા તા. ૧-૭-૫૫એ અહીં ખોલવામાં આવી છે. તેનું સંચાલન શ્રી૦ તારાબહેન વ્યાસ કરે છે. આ શાખા તરફથી તા. ૧-૧૦-૫૫ એ શીવણ વર્ગ અહીં શરૂ કરવામાં આવ્યો છે. આ સંસ્થામાં અહિં હાલ બંધ કરવામાં આવી છે

**અરવિંદ પ્રાર્થના મંદિર:**–મહર્ષિ અરવિંદના તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરે છે. જેના મુખ્ય સંચાલકો શ્રી૦ વકીલ ડાહ્યાભાઇ હીરાલાલ દેશાઇ તથા શ્રી૦ વકીલ અંબાલાલભાઈ પીતામ્બરદાસ પટેલ છે.

**શ્રી જીનરાજદાસ થિઓસોફીકલ સોસાયટી:**– ચર્ચા–વાખ્યાનો દ્વારા થિઓસોફિસ્ટ (તત્વ વિચારણા) વિચારો પ્રસરાવે છે.

**દિવ્ય જીવન મંડળ:** આ મંડળ અને તેના ઉપક્રમે ચાલતી 'કૈલાસપતિ બેંક અન લિમિટેડ' સને ૧૯૪૦માં સ્થપાયેલ છે તેમાં સનાતન ધર્મ ગ્રંથોનું વેચાણ થાય છે. તેમ તેવાં પુસ્તકો વાંચવા મફત અપાય છે વિશેષ કરી રામનામ લખાવવાની પ્રવૃત્તિ ચાલે છે. બંનેનું સંચાલન શ્રી. ગ. મ. શર્મા કરે છે.

**શ્રી સમસ્ત નાયક–ભોજક કેળવણી મંડળ:** સને ૧૯૪૬મા સ્થાપિત થયેલું છે. અને તે દરેક પ્રકારની કેળવણી માટે જે તે વર્ષના ઠરાવને અનુસરી જ્ઞાતિના વિદ્યાર્થી–વિદ્યાર્થીનિઓને છાત્રવૃત્તિ આદિ મદદ આપે છે. આ લેખક આ મંડળના મંત્રી છે.

**શ્રી સાર્વજનિક કેળવણી મંડળ મહેસાણા:** ઓછી ફીએ શિક્ષણ આપવા, શાળા ચલાવવાના ઉદ્દેશે સને ૧૯૫૫માં સ્થાપિત થયું છે. જેના ઉપક્રમે તા. ૧-૮-૫૫થી 'સાર્વજનિક વિદ્યાલય' અસ્તિત્વમાં આવ્યું છે. અને તે વિદ્યાલય હાલ સરકાર માન્ય થયુ છે.

**નવચેતન હરિજનપ્રગતિ મંડળ:** અસ્પૃશ્યતા નિવારણ તથા હરિજનોની પ્રગતિ માટે તા. ૧-૧-૫૬થી સ્થપાયું છે જેના પ્રમુખ શ્રી. ખાનાભાઇ શા. રાણા છે.

ઉપરાંત મહારાષ્ટ્ર સમાજ, મહેસાંણા જરા યુવક મંડળ, સુમતિજિન સંગીત મંડળ, કાળીકામાતાજી માંડવી મંડળ, અંબિકા માતાની માંડવીનું મંડળ, અને બીજાં એવાં નાનાં મોટાં મંડળો છે, જે મુખ્યત્વે ભજનો ગાવાનાં અને જ્ઞાતિ સેવાને લગતાં કાર્યો કરે છે તાલુકા અને જિલ્લાના ક્ષેત્રને આવરતી સંસ્થાઓની અહીં ઓઈસો

છે એમા જિલ્લા કોંગ્રેસ સમિતિ કાર્યાલયની તથા તાલુકા ખેડુત મંડળની મુખ્ય છે. સિવાય મહેસાણા તાલુકા ચોકિયાત મંડળ, ઉતર ગજરાત વિકાસ મડળ, તથા ઉતર ગુજરાત શાંતિ સમિતિનું કાર્ય પણ અહીંના કાર્યકરો કરે છે. જિલ્લાના અગ્રગણ્ય કોંગ્રેસ કાર્યકર્તાઓ તરીકે હાલ શ્રી. વિજયકુમાર માધવલાલ ત્રિવેદી તથા શ્રી પુરષોતમદાસ રણછોડદાસ પટેલ છે.

મુખ્ય શાખા તરીકે બીજે કામ કરતી થયેલી અને બંધ થયેલી એવી સંસ્થાઓમા બરોડા કો–ઓપટીવ ઇન્સ્યુરન્સ સોસાયટી લી કે જે સને ૧૯૩૮મા અહી સ્થપાઇ હતી અને હાલ ધી મહાગુજરાત કો–ઓપટીવ ઇન્સ્યુરન્સ તરીકે કામ કરે છે તે, અને તે પછી સ્થપાયેલી હિન્દુ મહાસભા કે જેણે પગ્ગુરણની અછત ટાળવા કુપનો કાઢી હતી તે અને તે પછી સ્થપાયેલી રાષ્ટ્રસંઘની શાખા હતી તે છે.

ઘણું કરી સ્થાયી સ્થળ ન હોય અને જેની બેઠક કોઇ કાર્ય-વશાતજ બોલાવાતી હોય એવી સંસ્થાઓમા સં ૧૯૬૦મા સ્થપાયેલ 'કડીપ્રાત મહાજન સભા' કે જેની બીજી બેઠક મહેસાણામા મળી હતી અને તે પછી સં ૧૯૭૬મા ઢોરોની નિકાસ અટકાવવા તથા દુધના સંચા બધ કરાવવા શેઠ હીગલાલ વીઠ્ઠલદાસના પ્રમુખપણા નીચે અત્રે મળી હતી સિવાય મહેસાણા પ્રાતમા તા ૩૦–૧૧–૨૪એ સ્થપાયેલ વેપારી સંઘ કે જે સને ૧૯૪૬મા સ્થાપિત થયેલા મહેસાણા પ્રાત વેપારી મડળ સાથે જોડાઈ ગયો હતો અને જેના તરફથી વેપારી મંડળ પત્રિકા કાઢવામા આવતી હતી તે સિવાય– સને ૧૯૨૮મા સ્થપાયેલ મહેસાણા પ્રાત વ્યાયામ મંડળ. આ ત્રણે સંસ્થાઓ પણ ઘણુ કરી લુપ્ત પ્રાય થયેલ છે.

## ૧૬ પત્ર કાર્યાલયો

સને ૧૯૩૬ના અરસામા વેપારી મંડળની પત્રિકા પ્રસિદ્ધ થતી હતી, કે જેના તત્રી પદે શ્રી ચંદુલાલ નગીનદાસ, શ્રી નટવરલાલ વી. પરીખ રહ્યા હતા. આ પત્ર તથા સને ૧૯૫૦ના અરસામા શ્રી મેવાડા ના તત્રી પદે નીકળતુ હતું તે 'ઉત્તર ગુજરાત' પત્ર હાલ કેટલાક ૧ખતથી બંધ છે. સને ૧૯૪૮મા હિતેચ્છુ સાપ્તાહિક પ્રગટ થતું હતુ ક જે તેના બે એક વર્ષ પછી 'જયભાગત' નામે હાલ સુધી પ્રગટ થાય છે. ઉપરાંત વધતા ઓછા પણ આજ અરસાથી ખેડૂત, રાષ્ટ્રધર્મ, પ્રજારાજ, જનગણુ, ટંકાર, શિક્ષક મિત્ર નામના પત્રો પ્રગટ થાય છે

જયભારતના તંત્રી શ્રી કાન્તિલાલ યાજ્ઞિક છે, ખેડૂતના હાલના તંત્રી શ્રી ધનાભાઇ પટેલ છે, રાષ્ટ્રધર્મના તંત્રી શ્રી પુરૂષોતમદાસ ર. પટેલ છે, પ્રજારાજનાં તંત્રી શ્રી દયાશંકર ત્રિવેદી તથા શ્રી ગંગારામ રાવળ છે. અને જનગણના તંત્રી શ્રી જીવણલાલ અમૃતલાલ ઠાકર છે. ઉકત પત્ર કાર્યાલયો ઉપરાંત જનસત્તા વગેરે બહારના પત્ર-પ્રતિનિધિઓની ઓફિસો છે. રેલ્વેજર્નલ અને રેલ્વેગેઝેટ એ પત્રો કાઢવામાં આવ્યાં છે.

૧૭ પુસ્તકાલયો

અહીં સૌ પ્રથમ સંવત ૧૯૫૪ના અરસામાં એક જૈન લાયબ્રેરી હતી. અને સં. ૧૯૭૪ના જેઠ સુદિ ૧ મે શ્રીમદ બુદ્ધિસાગરજી હસ્તક શ્રી સુખસાગર લાયબ્રેરી સ્થાપવામાં આવી હતી તે પછી વણીકર કલબ અંગેની લાયબ્રેરી શરૂ થઇ હતી કે જેનાં પુસ્તકાદિ સાધન પાછળથી છ. પી. સાર્વજનિક પુસ્તકાલયને અપાયાં છે.

શ્રી છ. પી. સાર્વજનિક પુસ્તકાલય: સાર્વજનિક પુસ્તકાલય તરીકે તે પ્રથમ પુસ્તકાલય છે તેની જગા મૂળ તોરણવાળી માતાની માલકીની હતી. જે વેચાતી મેળવાયેલી છે. તેમાં રા. બ ગો. હા. દેશાઇની પ્રેરણાથી વિસનગરના શેઠ મણિભાઇ ગોકુળદાસે, સરકારના લાયબ્રેરી ખાતાએ તથા પ્રાંત પંચાયતે આપેલી સખાવતમાંથી રૂા. ૮૪૭૦ ના ખર્ચે મકાન ઉભું કરાયેલું છે શેઠ મણિભાઇએ રૂ. ૩૦૦૦ ની સખાવત આપતાં મુકેલી શરત પ્રમાણે આ પુસ્તકાલયનું નામ તેમના સબંધીના નામે પરીખ છગનલાલ પીતાંબરદાસ સાર્વજનિક પુસ્તકાલય રાખવામાં આવેલુ છે પુસ્તકાલય બે વિભાગમાં બાંધેલું છે મોટો વિભાગ સ્ત્રી-પુરૂષ દરેકના સારૂ અને નાનો વિભાગ માત્ર સ્ત્રીઓ સારૂ. પરંતુ નાનો વિભાગ ખર્ચને પહોંચી વળવા ભાડે અપાયેલો હતો. એટલે મોટો વિભાગ પ્રત્યેક મંગળવારે બપોર પછીના અર્ધા દિવસ માટે માત્ર સ્ત્રીઓ સારૂ ખુલ્લો રખાય છે. ખાલી કરાવાયેલા નાના વિભાગ પર હમણાં નવું બાંધકામ થયું છે જેથી સ્ત્રીઓ માટે હવે વિશેષ સગવડ આપી શકાશે. સન ૧૯૨૦ના અરસામાં આ પુસ્તકાલયની શાખા તરીકે પરામાં એક વાંચનાલય ખોલવામાં આવ્યું હતું. જે બંધ કરાયેલું છે. પુસ્તકાલયનો મેડો અન્ય સાર્વજનિક સંસ્થાઓને તેમની રાજકીય ન હોય એવી સભાઓ માટે કે અન્ય સાંસ્કારિક પ્રવૃતિ માટે રોજના રૂા. ૩ લઇ અપાય છે. પુસ્તકાલયનો એક હોલ વધારવા માટે સને ૧૯૩૬માં રેવ. સાં. નં. જાનીના 'ટ્રસ્ટીઓ' શ્રી હ ર. શુકલ તથા શ્રી પ્ર. અ. શુકલ તરફથી રૂા. ૧૯૦૧ ની દેણગી

મળી હતી એમા સુધરાઇ તરફથી મળેલા રૂા ૬૦          ડાલયના પોતાના ફંડના રૂ ૮૦૦) ઉમેરી કુલ રૂા ૩૩૦૧ના ખર્ચે હોલ બાંધ વામાં આવ્યો છે ને દેણગી આપનાર ટ્રસ્ટીઓની- શરત પ્રમાણે તેનું નામ "જાની સાકળેશ્વર નરસિંહરામ હોલ" રાખવામા આવ્યુ છે. આ પુસ્તકાલયને મહેસાણા મ્યુનિસિપાલિટી તથા જિલ્લા લોકલ બોર્ડ તરફથી પ્રાય પ્રતિવર્ષ ગ્રાન્ટ અપાય છે. પુસ્તકાલયના સભાસદોની જામીનગીરીથી અથવા સભાસદ બનતા પુસ્તકો વાચવા લઇ જઇ શકાય છે જયારે વર્તમાનપત્રો તથા સાપ્તાહિક આદિ પત્રનો ઉપયોગ ત્યા બેઠે કોઈપણ કરી શકે છે પરતુ પુસ્તકાલયની અનુકૂળતા પ્રમાણે સભાસદોને તે મળે છે. પુસ્તકાલય દર ગુરૂવારે બંધ રહે છે અને અન્ય વારે સવારના ૯ થી ૧૧ અને સાજના ૩-૩૦ થી ૭-૩૦ સુધી ખૂલ્લું રહે છે જયારે પુસ્તકો લેવા મુકવાનો સમય સવારના ૯ થી ૧૧ અને સાજના ૫ થી ૭ સુધીનો છે

**જૈન જ્ઞાન મંદિર:** આઝાદ ચોક આગળ જૈન સુધારા ખાતાની પેઢી પાસે, પહેલા આ પેઢી હતી ત્યા રૂપિયા ૧૬૦૦૦મા તૈયાર થયુ છે જેમા પ્રાચીન હસ્તપ્રતો તથા જુના નવા પ્રકાશિત ગ્રંથોનું સગ્રહન-સંરક્ષણ કરાશે +

---

+ સં. ૧૯૯૦મા આચાર્ય આનંદસાગર સરિશ્વરના શિષ્ય મુનિ ગુણસાગરજીએ મહેસાણાના શ્રી સઘની પ્રાચીન હસ્ત પ્રતોનુ હસ્ત લિખિત લિસ્ટ તૈયાર કરેલું છે તે જોતા જણાય છે કે, મહેસાણાના શ્રી સંઘના ભંડારમા પેટા નબરમા જણાવેલ પુસ્તકો સાથે આશરે ૧૩૫૦ હસ્ત પ્રતો છે, પેટા નબરના પુસ્તકો ન ગણીએ તો ચોથી નબર મુજબ ૬૪૯ પ્રતો છે ઉકત લિસ્ટમા ઉકત પ્રતો પૈકી જેટલીનો રચના સંવત જણાવ્યો છે તે જોતા તે પ્રતોમા વિક્રમના બારમા સૈકાની બે, તેરમા સૈકાની બે, ચૌદમા સૈકાની એક, પદરમા સૈકાની ચાર, સોળમા સૈકાની પાચ, સતરમા સૈકાની એકવીસ, અઢારમા સૈકાની ઓગનત્રીસ, ઓગણીસમા સૈકાની છેતાલીસ તથા વીસમા સૈકાની ત્રણ છે સૌથી જુનામા જુનું 'આચારાગ બાળબોધ' સં ૧૨૦૯નું છે લિસ્ટમા એકે પ્રતનુ મૂલ્ય જણાવ્યું નથી માત્ર, સં ૧૮૦૮ના "સુપડાગડલો"ની કિમ્મત ૫૦-૮-૦ જણાવી છે અને બે પ્રતો સ્વર્ણાક્ષરે હોવાની નોધ કરેલી છે આ પ્રતો સિવાય છપાયેલા પુસ્તકો પણ આશરે હજારેક છે તેની નોધ ઉકત લિસ્ટમા નથી; જુદા લિસ્ટમા છે.

અત્રે એ નોધ લેવી ઉપયોગી થશે કે અત્રેની સરકારી ગુજરાતી

## ૨૮ શાળાઓ તથા છાત્રાલયો

અહીં સૌ પ્રથમ ગુજરાતી શાળા હતી અને તે ખાનગી હતી. તે શ્રી ધનુભાઈ નામના બ્રાહ્મણ જેઓ ઊંચી શેરીમાં રહેતા હતા, તેઓ ચલાવતા. તેઓ પોતાના ઘર આગળ લીમડા હેઠળ બેસી છોકરાઓને ભણાવતા. આ શાળા શ્રી ધનુભાઈના પુત્ર શ્રી શંકરલાલે થોડાક વિકસિત સ્વરૂપમાં બીજે સ્થળે નિદાન સં. ૧૯૪૭ સુધી ચાલુ રાખી હતી. અત્રે એ નોંધ લેવી ઉપયોગી છે કે સને ૧૮૮૦-૮૧ ના ગ્રાન્ટ ઈન એઈડના ધારા પસાર થવાથી ખાનગી શાળાઓ ઉઘાડનારને ઉત્તેજન મળ્યું હતું. અને સને ૧૯૦૬થી સુધરાઈ હોય તેવા ગામોમા શાળા ફરજીયાત કરવાનો કાયદો લાગુ થવાથી મોટા કસ્બાઓમા શાળાઓ ઉઘાડી હતી તથા સને ૧૯૦૭થી તો આખા વડોદરા રાજ્યમાં ફરજીયાત કેળવણી દાખલ થઈ હતી

સરકારી ગુજરાતી શાળા નં. ૧ : તા ૧૨ ૬-૧૮૭૫થી ખોલવામાં આવેલી. શરૂમાં તે બજારમાંની પરબડી સામેના મકાનમાં પછી પાંજરાપોળમાં બેસતી હતી. અને કમ્બાઈન્ડ સ્કુલનું (ટી. જે હાઇસ્કુલવાળું) મકાન થતાં ત્યાં બેસવા લાગી હતી. ત્યાં સંકડામણ પડતાં ધુણપુ તળાવ પાસેના મકાનના કેટલાક ઓરડા ભાડે લઈ અર્ધા વર્ગો ત્યા લઈ જવામાં આવ્યા હતા. અને સંકડામણ વધતાં ગુજરાતી શાળાના બાકીના બધાજ વર્ગો આ તળાવ પાસેના મકાનમાં લઈ જવાયા હતા. હાલ અહીં ધો. ૨ થી ૭ સુધીના વર્ગો ચાલે છે. પચિસ શિક્ષકો અને આશરે એક હજાર વિદ્યાર્થીઓ છે.

સરકારી ગુજરાતી શાળા નં. ૨ : ન્યુ પ્રોગ્રેસિવ સ્કુલ છે તે મકાનના મેડે પૂર્વે જયાં ઉર્દુ શાળા બેસતી હતી ત્યાં બેસે છે. તેમાં ધો. ૧ થી ૬ સુધીના વર્ગો લેવાય છે આશરે પાંચસો વિદ્યાર્થીઓ અને સાત શિક્ષકો છે

કન્યા શાળા : તા ૨-૮-૧૮૮૬ થી ખોલવામાં આવી છે. રાજમાર્ગથી કુંભારવાડા જવાની ગલીના રસ્તામાં જે ડહેલું છે ત્યાં પૂર્વે બેસતી હતી. હાલ પાંજરાપોળના મકાનમાં બેસે છે. અને તે મકાન નાનું

---

શાળા નં. ૧માં આશરે ૧૭૫૦, ટી. જે. હાઇસ્કુલમાં લગભગ ૭૦૦૦, ન્યુ પ્રોગ્રેસીવ સ્કુલમાં આશરે ૧૬૦૦, સુખસાગર લાયબ્રેરીમાં આશરે ૨૫૦૦, યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળામાં ૫૩૦૦, અને છ. પી. સાર્વજનિક પુસ્તકાલયમાં ૧૪૦૬૦ પુસ્તકો છે.

મળી હતી એમા સુધરાઇ તરફથી મળેલા રૂ ૬૦૦ તથા પુસ્તકાલયના પોતાના ફંડના રૂ ૮૦૦) ઉમેરી કુલ રૂ ૩૩૦૧ના ખર્ચે હૉલ બાધવામા આવ્યો છે ને દેણગી આપનાર ટ્રસ્ટીઓની શરત પ્રમાણે તેનુ નામ "જાની સાકળેશ્વર નરસિંહરામ હૉલ" રાખવામા આવ્યુ છે આ પુસ્તકાલયને મહેસાણા મ્યુનિસિપાલિટી તથા જિલ્લા લોકલ બોર્ડ તરફથી પ્રાય પ્રતિવર્ષ ગ્રાન્ટ અપાય છે પુસ્તકાલયના સભાસદોની જામીનગીરીથી અથવા સભાસદ બનતા પુસ્તકો વાચવા લઇ જઇ શકાય છે જ્યારે વર્તમાનપત્રો તથા સાપ્તાહિક આદિ પત્રનો ઉપયોગ ત્યા બેઠે કોઈપણ કરી શકે છે પરંતુ પુસ્તકાલયની અનુકૂળતા પ્રમાણે સભાસદોને તે મળે છે પુસ્તકાલય દર ગુરૂવારે બધ રહે છે અને અન્ય વારે સવારના ૮ થી ૧૧ અને સાજના ૩–૩૦ થી ૭–૩૦ સુધી ખૂલ્લુ રહે છે જ્યારે પુસ્તકો લેવા મુકવાનો સમય સવારના ૮ થી ૧૧ અને સાજના ૫ થી ૭ સુધીનો છે

**જૈન જ્ઞાન મન્દિર:** આઝાદ ચોક આગળ જૈન સુધારા ખાતાની પેઢી પાસે પહેલા આ પેઢી હતી ત્યા રૂપિયા ૧૬૦૦૦મા તૈયાર થયુ છે જેમા પ્રાચીન હસ્તપ્રતો તથા જુના નવા પ્રકાશિત ગ્રથોનુ સગ્રહન-સરક્ષણ કરાશે +

+ સ ૧૯૮૦મા આચાર્ય આનદસાગર સૂરિશ્વરના શિષ્ય મુનિ ગુણસાગરજીએ મહેસાણાના શ્રી સઘની પ્રાચીન હસ્ત પ્રતોનુ હસ્ત લિખિત લિસ્ટ તૈયાર કરેલુ છે તે જોતા જણાય છે કે, મહેસાણાના શ્રી સઘના ભડારમા પેરા નબરમા જણાવેલ પુસ્તકો સાથે આશરે ૧૩૫૦ હસ્ત પ્રતો છે, પેટા નબરના પુસ્તકો ન ગણીએ તો પોથી નબર મુજબ ૬૪૮ પ્રતો છે ઉકત લિસ્ટમા ઉકત પ્રતો પૈકી જેટલીનો રચના સવત જણાવ્યો છે તે જોતા તે પ્રતોમા વિક્રમના બારમા સૈકાની બે, તેરમા સૈકાની બે, ચૌદમા સૈકાની એક પદરમા સૈકાની ચાર, સોળમા સૈકાની પાચ, સતરમા સૈકાની એકવીસ, અઢારમા સૈકાની ઓગનત્રીસ, ઓગણીસમા સૈકાની છેતાલીસ તથા વીસમા સૈકાની ત્રણ છે સૌથી જુનામા જુનુ 'આચારાગ બાળબોધ" સ ૧૧૦૮નુ છે લિસ્ટમા એકે પ્રતનુ મૂલ્ય જણાવ્યુ નથી માત્ર, સ ૧૯૦૮ના "સુપડાગસૂત્ર"ની કિમ્મત ૫૦–૮–૦ જણાવી છે અને બે પ્રતો સ્વર્ણાક્ષરે હોવાની નોધ કરેલી છે આ પ્રતો સિવાય છપાયેલા પુસ્તકો પણ આશરે હજારેક છે તેની નોધ ઉકત લિસ્ટમા નથી, જુદા લિસ્ટમા છે

અત્રે એ નોધ લેવી ઉપયોગી થશે કે અત્રેની સરકારી ગુજરાતી

## ૨૮ શાળાઓ તથા છાત્રાલયો

અહીં સૌ પ્રથમ ગુજરાતી શાળા હતી અને તે ખાનગી હતી. તે શ્રી ધનુભાઈ નામના બ્રાહ્મણ જેઓ ઊંચી શેરીમાં રહેતા હતા, તેઓ ચલાવતા. તેઓ પોતાના ઘર આગળ લીમડા હેઠળ બેસી છોકરાઓને ભણાવતા આ શાળા શ્રી ધનુભાઇના પુત્ર શ્રી શંકરલાલે થોડાક વિકસિત સ્વરૂપમાં બીજે સ્થળે નિદાન સં. ૧૯૪૭ સુધી ચાલુ રાખી હતી અત્રે એ નોંધ લેવી ઉપયોગી છે કે સને ૧૮૮૦-૮૧ ના ગ્રાન્ટ ઇન એઈડના ધારા પ્રમાણ થવાથી ખાનગી શાળાઓ ઉઘાડનારને ઉત્તેજન મળ્યું હતું. અને સને ૧૯૦૬થી સુધરાઈ હોય તેવા ગામોમા શાળા ફરજીયાત કરવાનો કાયદો લાગુ થવાથી મોટા કસ્બાઓમા શાળાઓ ઉઘાડી હતી તથા સને ૧૯૦૭થી તો આખા વડોદરા રાજયમા ફરજીયાત કેળવણી દાખલ થઈ હતી

**સરકારી ગુજરાતી શાળા નં. ૧ :** તા ૧૨ ૬-૧૮૭૫થી ખોલવામાં આવેલી. શરૂમાં તે બજારમાંની પરબડી સામેના મકાનમાં પછી પાંજરાપોળમાં બેસતી હતી. અને કમ્બાઇન્ડ સ્કુલનું (ટી.જે હાઇસ્કુલવાળું) મકાન થતાં ત્યાં બેસવા લાગી હતી. ત્યાં સંકડામણ પડતાં ધુણપુ તળાવ પાસેના મકાનના કેટલાક ઓરડા ભાડે લઇ અર્ધા વર્ગો ત્યાં લઇ જવામાં આવ્યા હતા. અને સંકડામણ વધતાં ગુજરાતી શાળાના બાકીના બધાજ વર્ગો આ તળાવ પાસેના મકાનમાં લઇ જવાયા હતા. હાલ અહીં ધો. ૧ થી ૭ સુધીના વર્ગો ચાલે છે. પચિસ શિક્ષકો અને આશરે એક હજાર વિદ્યાર્થીઓ છે.

**સરકારી ગુજરાતી શાળા નં. ૨ :** ન્યુ પ્રોગ્રેસિવ સ્કુલ છે તે મકાનના મેડે પૂર્વે જ્યા ઉર્દુશાળા બેસતી હતી ત્યાં બેસે છે. તેમાં ધો. ૧ થી ૬ સુધીના વર્ગો લેવાય છે આશરે પાંચસો વિદ્યાર્થીઓ અને સાત શિક્ષકો છે

**કન્યા શાળા :** તા ૧-૮-૧૮૮૬ થી ખોલવામાં આવી છે. રાજમાર્ગ થી કુંભારવાડા જવાની ગલીના રસ્તામા જે ડહેલું છે ત્યાં પૂર્વે બેસતી હતી. હાલ પાંજરાપોળના મકાનમાં બેસે છે. અને તે મકાન નાનું

---

શાળા નં. ૧માં આશરે ૧૭૫૦, ટી. જે. હાઇસ્કુલમાં લગભગ ૭૦૦૦, ન્યુ પ્રોગ્રેસીવ સ્કુલમાં આશરે ૧૬૦૦, સુખસાગર લાયબ્રેરીમા આશરે ૨૫૦૦, યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળામાં ૫૩૦૦, અને છ. પી. સાર્વજનિક પુસ્તકાલયમાં ૧૪૦૬૦ પુસ્તકો છે.

પડતાં વધારાના વર્ગો પાંજરાપોળનાજ બીજા પાસેના મકાનમાં ખોલવામાં આવ્યો છે. ન્યુ પ્રોગ્રેસિવ સ્કુલ પાસેના ગુજરાતી ધો. ૧ થી ૭ સુધીના વર્ગો લેવાય છે. જ્યારે આજ ધોરણના વધારાના વર્ગો પાંજરાપોળ પાસેના મકાનમાં લેવાય છે. સને ૧૯૫૫મા કુલ વિદ્યાર્થીનીઓ ૮૯૬, શિક્ષિકાઓ ૧૭ અને ૧ શિક્ષક હતા

**મહેસાણા બાલમંદિર:** સને ૧૯૩૩માં સ્થપાયું હતું અને રાજમહેલ રોડ ઉપર ગણપતિ મંદિર પાસે બેસતું હતું

**નૂતન બાલમંદિર:** તા ૨૬-૬-૪૫ એ સ્થપાયુ હતું અને વીરચંદ કરમચંદની વાડીમાં બેસતું હતું.

નાગરીકોના ફાળાથી અસ્તિત્વમાં આવેલા ઉક્ત બે બાલમંદિરો હાલ બંધ પડેલાં છે જ્યારે બીજા ત્રણેક ખાનગી બાલમંદિરો ચાલુ છે. અને સરકાર માન્ય ખાનગી પ્રાથમિક શાળાઓમાં એક રેલ્વે વિસ્તારમાં છે, બીજી પોલીસ હેડ કવાટર્સમાં છે આ પોલીસ હેડ કવાટર્સમાંની શાળા સરકારી ગુજરાતી શાળા નં. ૧ ના સંચાલન હેઠળ છે. અને ત્યાંથી બે શિક્ષકો મોકલવામાં આવે છે જેનો ખર્ચ સ. ગુ. શા. નં. ૧ ઉઠાવે છે. ત્રીજી પિલાજીગંજમાં 'પિલાજીગંજ રજીસ્ટર્ડ શાળા' છે અને ચોથી ચગોડમાં 'નવયુગ રજીસ્ટર્ડ શાળા' છે. જ્યારે અગાઉ ચાલતી રાત્રી શાળા સને ૧૯૨૦ થી, અંત્યજ શાળા સને ૧૯૩૨ થી, અને મરાઠી તથા ઉર્દુશાળા સને ૧૯૪૮થી બંધ થયેલી છે. તેમજ સંગીત શાળા પણ બંધ થયેલી છે.

**ન્યુ પ્રોગ્રેસિવ સ્કુલ:** પાંજરાપોળના મકાનમાં બેસે છે. સને ૧૯૩૪ માં સ્થાપિત થઇ છે. તેમાં બાલમંદિર ઉપરાંત ગુજરાતી ધો. ૧થી૪ અને અંગ્રેજી ધો. ૧ થી S S C. પર્યંતનો અભ્યાસ કરાવાય છે. આ સરકાર માન્ય ખાનગી સ્કુલના સંચાલક આચાર્ય વા. રા. કર્વે છે.

**ટી. જે. હાઇસ્કુલ:** સૌ પ્રથમ અંગ્રેજી શાળા સને ૧૮૮૬માં અહીં ઉઘાડવામાં આવી હતી. તે પછી સને ૧૯૦૮માં કમ્બાઇન્ડ સ્કુલનું મકાન બંધાતાં શરૂમાં તેમાં નીચે ગુજરાતી અને ઉપર અંગ્રેજી વર્ગો ચાલતા હતા. આ સ્કુલ ત્યારે એ. વી. (એંગ્લો વર્નાક્યુલર)ના નામેય ઓળખાતી હતી. સને ૧૯૧૯માં આ હાઇસ્કુલને નાગરિકોએ ફાળો કરી વિકસાવી છે તેમાં શેઠ તારાચંદ જાદવજીએ રૂા. ૨૦૦૦૦) નો સૌથી વધુ ફાળો આપ્યો હોઇ તેમનું નામ આ હાઇસ્કુલ સાથે જોડવામાં આવ્યું છે. શરૂઆતમાં માત્ર વિદ્યાર્થીઓજ દાખલ થઇ શકતા

પણ સ્વ. શેઠ અરદેશર ફરામજી કુપરની કોશિશથી સરકારે વિદ્યાર્થિનીઓને દાખલ કરવા ઠરાવેલું અને પ્રથમ વિદ્યાર્થીની તરીકે દાખલ થવાનું માન મર્હુમ અરદેશરનાં પુત્રી ટેમીના બહેનને આપ્યુ છે. વળી હાઈસ્કુલના પ્રથમ વર્ષમાં દાખલ થયેલ પાંચ વિદ્યાર્થીઓમા ચાર પાસ થયા હતા-તેમાં પ્રથમ નંબરે સ્વ અરદેશરના મોટા પુત્ર રુસ્તમજી આવ્યા હતા. જેઓ મુંબઈમાં હાલ મેજરનો હોદ્દો ધરાવે છે. શરૂમાં ફોર્થ સ્ટાન્ડર્ડ સુધીનાજ કલાસ હતા. ધીમેધીમે ઉપરના કલાસો ખોલવામાં આવ્યા છે. અને મેટ્રીક કલાસ છેક સને ૧૯૨૦મા ઉઘાડવામાં આવેલો છે સને ૧૯૨૩-૨૪ થી સ્કાઉટ પ્રવૃતિ અહીં શરૂ કરવામાં આવેલી છે. તેના પ્રથમ પ્રમુખ મુલતાની માસ્તર અને સેના નાયક શ્રી કે અ કુપર હતા.

**કેસરબાઇ બહેરાંમુંગાં શાળા :** પાટણના રા. બ શેઠ હીલાચંદ દેવચંદનાં ધર્મ પત્ની કેસરબાઇના સ્મરણાર્થે, તેમના પુત્રોએ રૂા ૩૧૦૦૦નું દાન આપી સં ૧૯૮૪માં આ શાળા બંધાવી છે ઉપરાંત રૂા. ૧૦૦૦૦ શેઠ સ્વરૂપચંદ લલ્લુભાઇ તરફથી અપાયેલા છે અહીં બહેરાં મુગાંને રાખી તેમને ભાષા-જ્ઞાન, સંગીત તથા હુન્નર શિખવાડવામાં આવે છે. હુન્નરમાં દરજી કામ, સુતારી કામ, નેતરકામ વગેરે છે

**શ્રી સુખસાગરજી પાઠશાળા :** મુનિ સુખસાગરજીના સ્મરણાર્થે વિક્રમના વીસમા સૈકાના ઉત્તરાર્ધમાં સ્થાપિત થઇ હતી. પાછળથી તે બંધ પડતાં ત્યાં હાલ સુમતિ જૈન સંગીત મંડળ બેસે છે. એમાં એક લાયબ્રેરી પણ છે. જેમાના ચુંટી કાઢેલા સો એક પુસ્તક સુખસાગર જ્ઞાનમંદિર માણસાને આપ્યા છે

**શ્રી યશોવિજય જૈન વિદ્યાશાળા :** દોશી કસ્તુરચંદ વીરચંદે સ્થાપિત કરેલી આ શાળાની સ્થાપના સં. ૧૯૬૨માં મુનિશ્રી રવિસાગરજીના ઉપદેશે થયેલી હતી. જે પાછળથી ઘણા વખતથી બંધ પડેલી હતી પણ તાજેતરમાં ચાલુ થયેલી છે ત્યા મોટા ભાગે સાધુ સાધ્વીઓનેજ ધાર્મિક જ્ઞાન અપાય છે.

**શ્રી યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા :** મુનિશ્રી દાનવિજયના ઉપદેશે આ શાળાની સ્થાપના સં. ૧૯૫૪ના કાર્તિક સુદ ૩ ના રોજ કરાયેલી છે તેમાં સાધુ, સાધ્વી તથા જૈનોને પ્રકરણ, વ્યાકરણ, કાવ્ય અને ન્યાયાદિનું શિક્ષણ અપાય છે. ઉપરાંત લોજીંગ બોર્ડિંગની સગવડ, યોગ્યતાનુસાર સ્કોલરસીપ તથા કપડાં વગેરે અપાય છે. આ પાઠશાળા

મા પણ બહુ પ્રાચીન ન હોય એવી થોડીક હસ્ત પ્રતો છે. આ શાળા સ્વ. શેઠ વેણીચંદ સુરચંદ દોશીએ સ્થાપેલી છે.

**એસ. આર. બોર્ડિંગ :** પશુ દવાખાના પાસે આવેલી છે, અને તે શ્રી. સોમજી રૂપચંદના દાનથી ઉભી કરાયેલી છે; તેથી આ દાતાનું નામ આ બોર્ડિંગ સાથે જોડવામાં આવ્યુ છે. કોલેજ વિસનગર થતાં હવે થોડાજ વિદ્યાર્થીઓ રહે છે. દરેક વિદ્યાર્થી પાસેથી રહેવા ખાવાની સગવડ માટે આવતો ખર્ચ માસિક વરાડે લેવાય છે. પ્રાયઃ રૂ. ૨૦ સુધી માસિક ખર્ચ આવે છે

**પંચાલ બોર્ડિંગ :** જેલરોડ પર આવેલી છે. પંચાલ કોમના વિદ્યાર્થીઓ માટે સ્વ. શેઠ હરિચંદ મંછારામ પંચાલના દાને ઉભી થયેલી છે જુજ વિદ્યાર્થી રહેતા તેથી બોર્ડિંગ વેચવા માટે ઓફરો માગતાં શ્રી સમસ્ત નાયક-ભોજક કેળવણી મંડળે સૌથી વધુ ઓફર આપેલી હોઇ તેને વેચાતી આપવા નક્કી થયેલું છે.

## ૧૯ ચિકિત્સાલયો

**પશુ ચિકિત્સાલય :** ધૂણપુ તળાવના કાંઠે S. R. બોર્ડિંગ પાસે આવેલ છે. મૂળ આ મકાન રાજમહેલના કમ્પાઉન્ડની હદમાં ગણાતું અને તે મુસાફરી બંગલા તરીકે ઓળખાતું હતું. ગાયકવાડી રાજ્યની શરૂઆતના સમયમાં લશ્કર ત્યાં ઉતરતું તેથી તે લશ્કરી બંગલા તરીકેય ઓળખાતું÷ જે હવે કેટલાક વર્ષોથી પશુ દવાખાના તરીકે ઉપયોગમાં લેવાય છે તેના હાલના કમ્પાઉન્ડમાં કોલેરાથી મરણ પામેલી બે ખ્રિસ્તી બાળાઓની કબર છે. આ દવાખાનામા વર્ષે દિવસે આશરે ૭૪૨૩ ઢોરોની સારવાર થાય છે મહેસાણા તાલુકામાં મુખ્યત્વે ઢોરોમાં ચેપી રોગો પૈકી ખરવા, મોવા, બળીઆ, ગળ સુંઢા તથા ઊંટોમાં અવારનો રોગ લાગુ પડે છે અને ઘેટાં બકરામા શીળી, હુંકારીઉ વગેરે ચેપીરોગો દેખાય છે. જયારે મરઘામાં રાણીખેતની બીમારી થાય છે. સાદા રોગો પૈકી બળદને કંઓડીના તથા પેશાબ અને ઝાડાનો બંધ વધારે પ્રમાણમાં છે. ઢોરો પાસ પાસે બાધવાથી

÷ રાજમહેલના જુના કમ્પાઉન્ડમાથી હાલમાં છુટો પડેલો મુસાફરી બંગલો જે તળાવના કાંઠે હતો, તેમાં જયારે ડીસા અને ઉત્તર તરફ રેલ્વે નહોતી ત્યારે ડીસા તરફની બ્રિટિશ ટુકડીઓનું થાણું હતું જે અવિચારી અને દુઃખદાયક દિવસોની યાદ આપે છે।

—ગેઝેટિયર ઓફ ધ બરોડા સ્ટેટ વો૦ ૨જામાંના ઉલ્લેખનું ભાષાંતર

ચેપી રોગો પ્રસરે છે અને બળીઆનો રોગ અટકાવવા યોગ્ય ઉપાયને બદલે 'બાધા'નો અંધ આશ્રય લેવાતાં અબોલ જીવને વધુ સહન કરવું પડે છે.+

**સિવિલ હોસ્પિટલ :** વણીકર કલબ પાસે છે. સને ૧૮૮૫માં રૂા. ૨૯૮૨૯ ના ખર્ચે બંધાયું છે. સને ૧૯૧૬ થી ૧૯૨૦ સુધીમાં ઇન્ડોર દર્દીઓની સંખ્યા ૧૪૨ અને આઉટડોર દર્દીઓની સંખ્યા ૧૦૯૨૨ હતી. હાલ પુરૂષ દર્દી માટે ૧૦ અને સ્ત્રી દર્દી માટે ૬ ખાટલા છે. તથા એક પુરૂષ ચાર સ્ત્રી નર્સ અને એક દાકતર છે.

**પ્રસુતિગૃહ :** ઉકત દવાખાનાની જોડે આવેલું છે. અને તે મહેસાણાના શેઠ શ્રી અંબાલાલ ધરમચંદ ગાંધીએ આપેલા રૂા. ૬૧૦૦૦ (મકાન માટે રૂા. ૨૬૦૦૦ તેના નિભાવ માટે રૂા. ૩૫૦૦૦) ના દાનથી સને ૧૯૩૫માં બાંધવામાં આવેલું છે., અહીં દશેક ખાટલાની સગવડ છે. પરંતુ વધુ માગણી પુરી પાડવા બીજા દશેક ખાટલાનો સમાવેશ કરવામાં આવે છે. સને ૧૯૫૪માં ૩૯૦ કેસ અહીં નોંધાયા હતા.

**નર્સીંગ હોમ :** ડૉ કાન્તિભાઇ પટેલ તથા ડૉ. રસીકલાલ પરીખનું આ ખાનગી નર્સીંગ હોમ તા ૧૪-૭-૫૫ થી ખુલ્લું મુકાયું છે તેમાં પાંચ ખાટલાની જોગવાઇ છે.

**બાલ ઔષધાલય :** ડૉ. રા ર. પટેલના શ્રમે, નાગરિકો પાસેથી મેળવેલા ફાળા વડે ચૌદેક વર્ષ પૂર્વે ઊભું કરાયેલું છે. તેમાં બાળકોને મફત દવા અપાય છે. મેલેરિયા જેવા ટાણે દરેક જણને મફત સારવાર અપાય છે આ દવાખાનામાં ડૉ રામલાલભાઇ અને અન્ય ખાનગી દાકતરો પોતાની ઓનનરી સેવા આપે છે

**રેલ્વેનું દવાખાનું :** રેલ્વે વિસ્તારમા છે અને રેલ્વેના નાના મોટા કર્મચારીઓ પુરતું મર્યાદિત છે.

ઉપરાંત બીજાં ખાનગી દવાખાનાઓ છે; એમાં લગભગ ૧૫ દવાખાનાં દાકતરોનાં છે. અને લગભગ પાંચેક ઔષધાલયો વૈદોનાં છે સિવાય ત્રણ દંત વૈદોનાં, બે તુટેલાં મચકાયેલાં હાડકાં સાંધવાનાં અને એક આંખના રોગનું છે એકસરે યંત્રો પણ કેટલેક ઠેકાણે નંખાયેલાં છે.

---

+ શ્રી. વેટરીનરી ઓફીસર સાહેબે તા. ૮-૧૧-૫૫એ પત્ર દ્વારા અર્પિલ માહિતીના આધારે.

## ૨૦ વ્યાયામ મંદિર

**ભારત વ્યાયામ મંદિર :** સ્થાપના સં. ૨૦૦૧ મા થયેલ છે, નાગરિકોના ફાળા વડે ચાલે છે, વીરચંદ કરમચંદની વાંડીના કમ્પાઉન્ડમાં આવેલ છે, અને તેનુ સંચાલન શ્રી ચંદુલાલ એ શાહ, શ્રી શાંતિલાલ હા. જાની વગેરે કરે છે. આ સંસ્થા વ્યાયામ પ્રવૃતિ ઉપરાંત મેળા, વરઘોડામાં સ્વયંસેવક મોકલે છે.

## ૨૧ સિનેમા

**લક્ષ્મી ટોકીઝ :** વિસનગરી દરવાજા પાસે છે. **કૃષ્ણ ટોકીઝ :** પોસ્ટ ઓફીસ પાસે છે. જ્યારે નાટયગૃહ નથી નાટય સંસ્થાઓ સિનેમા થિએટર કે ખાસ માંડવામાં ઉતરે છે.

## ૨૨ કલબ

**વણીકર કલબ :** સને ૧૯૦૪ માં સ્વ. વણીકર સુબા સાહેબ હસ્તક સ્થપાઈ છે. અગાઉ જે તે વખતના મહેસાણા પ્રાન્ત સુબા આ કલબના પ્રમુખ ગણાતા. ભારત સ્વતંત્ર થયા પછી ઉક્ત ધારો બદલી હવે સભાસદ નાગરિકોમાંથી પ્રમુખ ચુંટવામાં આવે છે. એ રીતે પ્રથમ પ્રમુખ 'થવાનું' માન શેઠ સાંકાભાઇ ગીરધરદાસને મળેલું છે. કલબમાં રમતગમતનાં સાધનો રખાય છે તેમાં ટેનીશનાં સાધન મુખ્ય છે. કલબના કમ્પાઉન્ડમાં કલબના મકાનની બંને તરફ ફુવારા છે. તે પૈકી મકાનના ઉત્તર ભાગના ફુવારા પર સુંદર શિલ્પ પૂતળીઓ છે! કલબની સામે રાજમાર્ગ ઓળંગતાં કલબની માલીકીનું ટેનીશ ગ્રાઉન્ડ હતું જે વેચી દીધું હોઇ કલબના મકાન પાસેના નાના ગ્રાઉન્ડમાં ટેનીશ રમાય છે. કલબનો મેટો સભાસદો કે તેમના મેહેમાનોને સાત દિવસ સુધી અમુક ભાડું લઈ ઉતરવા માટે અપાય છે. પણ તેમાં હાલ કાયમી ભાડવાત રહે છે અડવાડીએ એક દિવસ કલબમાં પોતાનો મહેમાન લાવવાની સભ્યને છૂટ છે

**રાજમહેલ કલબ :** રાજમહેલ ગ્રાઉન્ડમાં ખાસ કરી અમલદાર વર્ગ માટે ખોલવામાં આવી છે. ત્યાં ટેનીશ રમાય છે. જો કે સર્વ પ્રતિષ્ઠિત નાગરિકો માટે તે ખૂલ્લી છે પણ વણીકર કલબ કરતાં તેની ફી વધુ છે.

## ૨૩ બેંક

બેંક ઓફ બરોડા લિમિટેડ મહેસાણા શાખા : રાજમાર્ગ પર

છે. સને ૧૯૦૯માં ખોલવામાં આવી છે. તેમાં કરંટ એકાઉન્ટ, સેવીંગ એકાઉન્ટ તથા બાંધી મુદત વગેરે પ્રકારનાં ખાતાં ખોલી શકાય છે. અને અમુક વીમા કંપનીઓ પર મોકલવાનાં પ્રીમિયમો પણ બેંક દ્વારા વિના ચાર્જે મોકલી શકાય છે. બેંક પ્રતિષ્ઠિત અને જુની છે. તેમાં સેફ ડીપોઝીટ વોલ્ટની સગવડ નથી.

ધી મહેસાણા ડિસ્ટ્રિક્ટ સેન્ટ્રલ કો-ઓપરેટીવ બેંક લિમિટેડ : રાજમહેલ રોડ પર છે. તેનો મુખ્ય ઉદ્દેશ સહકારી પ્રવૃત્તિને વેગ આપવા સહકારી મંડળીઓને ધીરાણ આપવાનો તથા તે રીતે ખેડુતોને મદદરૂપ થવાનો છે બેંક તા. ૧૦-૩-૫૪થી પોતાના નવા મકાનમાં બેસે છે. જેમાં સેફ ડીપોઝીટ વોલ્ટની સગવડ રખાઇ છે. જેનાં ખાનાંઓનું ભાડું સાઇઝ પ્રમાણે, વાર્ષિક રૂા. ૧૨, રૂા. ૨૨, અને રૂા. ૩૨ છે. જ્યારે સભ્યો માટે બબ્બે રૂપિયા ઓછા છે આ બેંક મુંબઇ સરકારના સહકારી કાયદા પ્રમાણે તા. ૯-૩-૫૦થી રજીસ્ટર થયેલી છે.

## ૨૪ પોસ્ટ ઓફીસ

પોસ્ટ ઓફિસ : અહીં ઘણું કરી સને ૧૯૭૬ના અરસાથી ખોલવામાં આવી છે પ્રથમ તે, હાલના ચોકસી બજાર આગળના ખાંચામાં બેસતી હતી ત્યાંથી બજારમાં ચબૂતરા પાસે, અને તે પછી સ્ટેશનરોડ ઉપરના પ્રતાપચોક કુવારા સામે અમારી લાલચંદની લાટીના મકાનમાં બેસતી હતી ત્યાંથી પ્રાયઃ સને ૧૯૨૭થી સરકારી દવાખાના પાસેનું એક વાણીયા-શેઠનું મકાન કે જે શ્રી. છગનલાલ ગુરૂબક્ષ દલાલે રાખેલું છે, તેમાં બેસતી હતી સને ૧૯૫૪થી પાંચ લિંમડીમાંના નવા બંધાયેલા ભાડાના મકાનમાં બેસે છે. આમ તે અત્યાર સુધી ભાડાનાજ મકાનમાં બેસે છે. ટપાલ શરૂમાં ત્રણ વખત વહેંચાતી. હાલ સવારે અને બપોરે એમ બે વખત વહેંચાય છે. અત્યાર સુધી તે તાલુકા પોસ્ટ ઓફિસ હતી તે સને ૧૯૫૫થી જિલ્લાની વડી પોસ્ટ ઓફીસ થયેલી છે. તેમાં પબ્લિક ટેલિફોનની સગવડ છે જેમાં સ્થાનિક કોલનો ચાર્જ ૦|= છે. જુદી જુદી તરફ ટપાલ નીકળવાનો સમય હાલ આ પ્રમાણે છે.

ચાણસ્મા, હારિજ, પાટણ, રાધનપુર, શંખારી તરફ ૮ A. M.
વિજાપુર, કલોલ, અમદાવાદ, વડોદરા, મુંબઇ, પુના તરફ ૯ A. M. તથા ૫ P. M
તારંગા, ખેરાળુ,-વડનગર, વિસનગર તરફ ૯-૩૦ A. M. સિદ્ધપુર

આબુ, રાજપુતાના, સિંધ તરફ ૯–૩૦ A. M. તથા ૫ P. M. કાઠીયાવાડ તરફ ૫ P. M.

દેશની અંદર તથા બહાર (ફક્ત એરમેઇલ ટિકિટ લગાડેલા પત્રો માટે) ૫ P. M. સ્થાનિક ૭ A M. તથા ૧૧ A. M.

ઉક્ત પોસ્ટ ઓફીસ ઉપરાંત રેલ્વેની R. M. S. ઓફીસ તથા તાર ઓફીસ છે. ત્યાં પોસ્ટ ઓફીસને લગતું કેટલુંક કામ કરાય છે. સમય વિતતાં ગામની પોસ્ટ ઓફીસનું કામ બંધ થઇ ગયું હોય તો રજીસ્ટર પત્રો અમુક વધુ ચાર્જ આપતાં અહીંથી રવાના કરાવી શકાય છે.

## ૨૫ ટેલિફોન એકચેન્જ ઓફિસ

ટેલિફોન એકચેન્જ ઓફિસ : સરકારી ધર્મશાળા પાછળ પિલાજીગંજમાં છે. આ ઓફિસનાં યંત્રો ૧૪ માણુસો સાથે વાતચીત કરી શકે એટલાં શક્તિશાળી છે આ ઓફિસે સૌ વચ્ચે ટેલિ૦ કરવા માટે ઓટોમેટિક સીસ્ટમ શરૂ કરી હતી જે હાલ કાઢી નાખવામાં આવી છે. વાર્ષિક રૂા ૨૫૨ આપેથી ટેલિફોન ઘરે અપાય છે. અને આ ચાર્જ આપ્યા પછી સ્થાનિક કોલ કરવાનો ચાર્જ કે ટેલિફોન દુરસ્ત કરાવવાનો ચાર્જ આપવાનો રહેતો નથી. બહારગામ ખાતેની વાતચીત કરેલ ચાર્જ આપેથી પોતાને ત્યાંના ટેલિફોનથી થઇ શકે છે જેમને ત્યા ટેલિફોન ન હોય તેઓ જ્યાં જ્યા પબ્લિક ટેલીફોન બોક્ષ મુકાયાં હોય ત્યાંથી, પોસ્ટ ઓફીસમાંથી અગર રેલ્વે સ્ટેશન બીલ્ડીંગમાંથી કોલ દીઠ બે આના આપતા સ્થાનિક કોલ કરી શકે છે. જ્યારે બહારગામ ખાતેનો કોલ કરવા ટેલિફોન એકચેન્જ ઓફીસમાં જવાનું રહે છે. બહારગામ ખાતે કરાતા કોલનો ચાર્જ માઇલેજ પ્રમાણે લેવાય છે તેમાં 'ઓર્ડીનરી કોલ' કરતા 'પર્ટીક્યુલર પર્સન' કોલનો ચાર્જ ૨૫ ટકા વધુ છે. ઓર્ડીનરી કોલ કરતા સામે જે વ્યક્તિ હાજર થાય તેની સાથે વાત કરીએ કે ન કરીએ તો પણ ચાર્જ આપવો પડે છે. જ્યારે પર્ટીક્યુલર પર્સન કોલ કરવાથી આપણે જણાવેલી વ્યક્તિ હાજર થાય તોજ ચાર્જ આપવો પડે છે. આ બન્ને કોલ ત્રણ ત્રણ મિનિટ પૂરતા કરવા દેવામાં આવે છે. પણ વધારાની પ્રત્યેક ત્રણ મિનિટ માટે એટલોજ બીજો ચાર્જ આપેથી વાતચીત લંબાવી શકાય છે. આ ઓફિસે મહેસાણા ખાતે કુલ ૭૪ ટેલિફોનો આપ્યા છે અને જિલ્લાની વડી ઓફીસ બનાવાઈ છે.

દરિયાપારના કૉલ માટે આ ઓફિસને ૨૪ કલાક અગાઉ ખબર આપેથી તેની વ્યવસ્થા તે ગોઠવી આપે છે.

## ૨૬ વોટર વર્ક્સ અને વિદ્યુતઘર

**વોટર વર્ક્સ :** રાજમહેલ રોડ ઉપરનુ વોટર વર્ક્સ સને ૧૯૨૫માં શરૂ કરાયું હતું. ત્યારે ઊંડોબોર નાંખી તેમાંથી પાણી, કમ્પરેશનથી પમ્પ કરી ગામને પૂરૂં પડાતું. આ માટે ૪૫૦૦૦ ગેલનની એક ઓવરહેડ ટેંક બનાવાઇ હતી. ત્યારબાદ વસ્તી વધતાં અને જળવાહિનીઓમા ક્ષાર જામી જતો હોવાથી સાવરદી કુવા પર અખતરો કરી ત્યાં નવું વોટર વર્ક્સ બનાવાયું છે. ત્યાંથી હાલ રોજનું સરેરાશ ૪ લાખ ગેલન પાણી પૂરૂં પાડવામાં આવે છે. હાલનું રાજમહેલ રોડ ઉપરનું બોરીંગ કલાકે ૧૬૦૦૦ ગેલન પાણી કાઢી શકે છે. જયારે સાવરદી કૂવા પરનું પમ્પીંગ સ્ટેશન કલાકે ૪૦૦૦૦ ગેલન પાણી કાઢી શકે છે. આ નીકળતા પાણીમાં પાણીની એક શેડ કડવી નીકળે છે; એમ નિષ્ણાતોનું કહેવું છે.

**વિદ્યુત ઘર :** ધી મહેસાણા ઇલેક્ટ્રિક સપ્લાય કંપની લિમિટેડ તરફથી નંખાયેલું છે કે જેના મેનેજિંગ એજંટ યોદ્ધા બ્રધર્સ છે. કંપનીનું વિદ્યુત ઘર જેલ રોડ આગળ છે. અને ઓફિસ પિલાજીગંજમાં છે કંપની સામાન્યતઃ યુનિટ દીઠ આઠ આના અને મીટર ભાડાના માસિક આઠ આના લેખે ચાર્જ લઇ વિદ્યુત પ્રવાહ આપે છે પરંતુ વધુ યુનિટ વાપરનાર કારખાનાં આદિ પાસે કરેલો ઓછો ચાર્જ લેવાય છે. અને ઠરાવેલ ૧૨ યુનિટનો મિનિમમ ચાર્જ આપતા, રેડિયો જેવા સાધનો વાપરવામા વપરાતા વિદ્યુત બળનો ચાર્જ પણ ઓછો (યુનિટે ૪ આના) લેવાય છે. કંપનીની સ્થાપના સને ૧૯૩૩-માં થયેલી છે. પરંતુ વિદ્યુત પ્રવાહ આપવાની શરૂઆત સને ૧૯૩૪માં થયેલી છે. તે વખત, સને ૧૯૩૪માં વિદ્યુત ઘરની શકિત ૧૭૫ કીલોવોટ પેદા કરવાની હતી, અને હાલ સને ૧૯૫૫માં ૭૨૨ કીલોવોટ પેદા કરવાની શકિત ધરાવે છે. સને ૧૯૫૪માં વિદ્યુત ઘરે એકંદરે ૮૩૮૮૯૦ યુનિટ પેદા કર્યા હતા તેમાં ખાનગી કારખાનાંઓ માટે ૧૦૩૫૦૩ યુનિટ, દુકાનો તથા ઘરો માટે ૨૨૪૨૪૬ યુનિટ, રસ્તાઓની લાઇટો માટે ૩૦૧૮૮ યુનિટ, મ્યુનિસિપલ મોટર માટે ૭૩૧૬૩ યુનિટ, રેલ્વે મોટર માટે ૨૩૭૫૪૪ યુનિટ, રેલ્વેની લાઇટો ૫૬૫૬૩ યુનિટ, આપ્યા હતા એ રીતે કંપનીએ કુલ વાર્ષિક

૭૨૫૨૦૭ યુનિટનું વેચાણ કર્યું હતું. ઉપરાંત ૨૦૩૨૫ યુનિટ કંપનીના પોતાના કામે વપરાયા હતા અને ૯૩૩૫૮ યુનિટ વ્યર્થ વહી ગયા હતા. જ્યારે સને ૧૯૫૫માં એકંદરે ૧૦૨૧૦૩૭ યુનિટ પેદા કર્યા હતા તેમાં ખાનગી કારખાનાંઓ માટે ૧૧૯૦૫૮ યુનિટ, દુકાનો તથા ઘરો માટે ૨૪૫૫૪૨ યુનિટ, રસ્તાની લાઇટો માટે ૩૧૭૨૯ યુનિટ, મ્યુનિસિપલ મોટર માટે ૧૨૦૦૯૭ યુનિટ, રેલ્વે મોટર માટે ૨૮૦૨૨૦ યુનિટ, રેલ્વેની લાઇટો માટે ૮૪૭૬૩ યુનિટ આપ્યા હતા એ રીતે કંપનીએ કુલ વાર્ષિક ૮૮૧૪૦૯ યુનિટનું વેચાણ કર્યું હતું. ઉપરાંત ૨૨૭૬૧ યુનિટ કંપનીના પોતાના કામે વપરાયા હતા અને ૧૧૬૮૫૭ યુનિટ વ્યર્થ વહી ગયા હતા.

## ૨૭ આબકારી

પૂરે કડી પ્રાંતને એક સ્થળેથી એક સરખો, અં. પ્રૂ ૨૫° અને ૬૦° ના પ્રમાણવાળો, મહુડાનો દારૂ પૂરો પાડવા તા. ૧–૧૦–૧૯૦૩ થી અત્રે દારૂની ભઠ્ઠી ખોલવામાં આવી હતી; જે તા ૩૧–૩–૧૯૧૦ સુધી ચાલુ રહી હતી. તે વખત અં પ્રૂ. ૨૫° ના દર ગ્યાલને રૂ. ૧) તથા અં. પ્ર. ૬૦° ના ૦–૮–૦, નો ભાવ સરકારે ઠરાવ્યો હતો. એ પછી એલેમ્બીક કંપનીને આપેલી પરવાનગી મુજબ તે કંપની દ્વારા દારૂ પુરો પડાતો હતો. આ અનૈતિક ઉત્પન્નને બંધ કરી મુંબઈ સરકારે એક સ્તુત્ય પગલું ભર્યું છે.

## ૨૮ જેલ

સને ૧૯૦૮માં મહેસાણામાં સખતુરંગ તૈયાર થઇ હતી તે વખત તેમાં એક માસની સજાના કેદીઓને રાખી છ માસની સજાના કેદીઓને કડીની પ્રાંત તુરંગમાં અને વધુ સજાના કેદીઓને વડોદરા સેન્ટ્રલ જેલમા મોકલાતા. સને ૧૯૨૦માં મહેસાણા સખતુરંગમાં સીક વોર્ડ તથા ફીમેલવોર્ડ વધારવામાં આવ્યા હતા અને કડીથી પ્રાંત તુરંગ અત્રે કરવામાં આવી હતી તે વખત તેમાં મહેસાણા તાલુકાની-જ જુજ જેવી સંખ્યા રહેતી તેથી અને તુરંગના અંગભૂત કેટલાક કામને પ્રતિકુળ પડવાથી તે કામે લાગનારા ૧૮ કેદીઓ રાખવાની મંજુરી મળેલી હતી. કેદીઓ પાસેથી પોલીસનો જુનો ડ્રેસ રંગવાનું, બાગકામ અને અનાજ દળાઈનું કામ લેવાતું તથા સારી વર્તણુકવાળા કેદીઓને માર્ક સીસ્ટમનો લાભ આપી મેળવાતા માર્કના પ્રમાણમાં સજામાં ઘટાડો કરાતો. વળી તુરંગનું મકાન સ્વચ્છ અને સુરક્ષિત

છે કે નહિ તેની તપાસ માટે એક કાયમી કમીટી નીમવામાં આવેલી હતી; જે પ્રત્યેક વર્ષે ચોકસાઈથી તપાસ કરી યોગ્ય તે સુચના કરતી. મર્જર પછી આ જેલ પાછી સબજેલ તરીકે ઓળખાય છે. અને તે રેલ્વેરોડ ઉપર આવેલી છે. જ્યારે વહીવટદાર કચેરી પાસે આવેલી જેલ 'લૉકઅપ' કહેવાય છે. જેલ સુધારણાની દિશામાં મુંબઈ સરકાર પણ પગલાં લે છે. પણ મહેસાણા સબજેલ સંબંધે તે અંગેની માહિતી મળી નથી. બાકી સામાન્ય માહિતી આ પ્રમાણે છે.

આવશ્યક રજા લઈ સબજેલમાંના કેદીઓને મળવાનો તથા ખાનગી ખોરાક આપવાનો સમય આ પ્રમાણે છેઃ- મળવાનો સમય, સવારે ૯ થી ૧૦ અને બપોરે ૩ થી ૪-૩૦ નો છે. અને તેમને ખોરાક આપવાનો સમય, સવારે ૯-૩૦ થી ૧૧-૩૦ અને સાંજે ૩-૩૦ થી ૫-૩૦ નો છે

## ૨૯ ડિસ્ટ્રિકટ હોમગાર્ડઝ

આ ખાતું અહીં તા. ૧-૭-૧૯૫૦ થી શરૂ થયું છે તેના કમાન્ડર શ્રી કે. અ. કુપર છે. ડિસ્ટ્રિકટ હોમગાર્ડઝ ઉપરાંત તળ મહેસાણાની હોમગાર્ડઝ ટુકડી હાલ ૪૦ જણની છે. આ સંસ્થા પ્રાયઃ પોલીસને હોય તેવાં શહેર સંરક્ષણનાં અને વ્યસન તથા જુગાર અટકાવવાના વગેરે કામ કરે છે.

## ૩૦ ન્યાયાલય

અત્રે સૌ પ્રથમ સને ૧૮૯૦-૯૧ માં 'મહેસાણા સ્પેશીયલ મેજિસ્ટ્રેટ વર્ગ ૨' કોર્ટ ઊઘાડવામાં આવી હતી તે પછી, સંવત ૧૯૫૯માં પ્રાન્ત ન્યાયાધીશી કોર્ટ વિસનગરથી અહીં લાવવામાં આવી હતી. અને સને ૧૯૦૫મા મુનસફ કોર્ટ ઊઘાડવામાં આવી હતી સને ૧૯૦૯-૧૦ થી ૧૯૨૦-૨૧ સુધીમાં મહેસાણા ન્યાયાધીશીમાં નીચે મુજબ કામ દાખલ થયાં હતાં:—

| | ૧૯૦૯/૧૦ | ૧૯૧૦/૧૧ | ૧૯૧૧/૧૨ | ૧૯૧૨/૧૩ | ૧૯૧૩/૧૪ | ૧૯૧૪/૧૫ |
|---|---|---|---|---|---|---|
| દીવાની | ૫૦૨ | ૪૦૨ | ૨૬૦ | ૫૪૭ | ૬૩૬ | ૬૧૩ |
| ફોજદારી | ૭૫૦ | ૫૪૧ | ૩૯૬ | ૩૯૮ | ૪૯૬ | ૫૨૫ |

| | ૧૯૧૫/૧૬ | ૧૯૧૬/૧૭ | ૧૯૧૭/૧૮ | ૧૯૧૮/૧૯ | ૧૯૧૯/૨૦ |
|---|---|---|---|---|---|
| દીવાની | ૩૧૦ | ૫૦૦ | ૭૫૦ | ૩૮૪ | ૬૭૨ |
| ફોજદારી | ૫૧૩ | ૬૬૨ | ૬૮૭ | ૭૫૮ | ૮૯૨ |

## ૩૧ કચેરીઓ

ગામ તાલુકા અને જિલ્લાના ક્ષેત્રને આવરી લેતી કચેરીઓમા જિલ્લા કલેકટર સાહેબની, તાલુકા મામલતદાર સાહેબની, જિલ્લાના પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની, મહેસાણા સબજેલના સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબની, મહેસાણા વિભાગ ઇન્કમટેક્ષ ઓફીસર સાહેબની, ડીવીઝનલ વેટરીનરી ઓફીસર સાહેબની, જિલ્લાના રેલ્વેના વડા અધિકારીઓ, એકઝીક્યુટીવ એન્જિનીયર તથા આસિસ્ટટ એકઝીક્યુટીવ એન્જી નીયર સાહેબોની જિલ્લાના પબ્લિક વર્ક્સ ડીપાર્ટમેન્ટના વડા અધિકારી સાહેબની, જિલ્લાના આરોગ્ય રક્ષક અધિકારી સાહેબોની જિલ્લાના શારીરિક શિક્ષણ અધિકારી સાહેબની આબકારી ખાતાના અધિકારી સાહેબની, એ ડી આ સી કોન્સાલીડેકશન ઓફીસર સાહેબની, નોધણી કામદાર સાહેબોની, બેકવર્ડ કલાસ વેલફેર ઓફીસર સાહેબની, મે૦ ફોજદાર સાહેબની ગામ તલાટી સાહેબની, ડિસ્ટ્રિકટ એગ્રીકલ્ચર ઓફીસર સાહેબની વગેરે ઘણા ખાતાઓના મોટા–નાના સાહેબોની કચેરીઓ અહી આવેલી છે પરંતુ મકાનોની તગી વગેરે ને લઇ જિલ્લાના કેળવણી ખાતાના વડા અધિકારી સાહેબની તથા આરઓલોજીકલ ખાતાની વગેરે કચેરીઓ પાટણ વિસનગર વગેરે સ્થળે રાખવામા આવી છે જયારે પ્રકાશન ખાતાના અધિકારી સાહેબની તથા મહેસાણા વિભાગ વીમા ખાતાની કચેરીઓ હમણા નવી ઉઘડી છે

## ૩૨ સ્થાનિક સ્વરાજયની સસ્થાઓ અને સહકારી મડળીઓ

**નગરપાલિકા .** સને ૧૮૭૭મા વડોદરા રાજયના ઘણા તાલુકાઓમા સુધરાઇઓ સ્થપાઇ હતી એટલે મહેસાણા મ્યુનિસિપાલિટી પણ એજ વર્ષમા સ્થપાઇ હોય એમ જણાય છે તે વખત સરકાર સચાલિત સુધરાઇ અ વર્ગની સજ્ઞાથી અને જે સુધરાઇને સ્વરાજ નો હક અપાયો હતો તે બ વર્ગની સજ્ઞાથી ઓળખાતી મહેસાણા સુધરાઇ શરૂમા અ વર્ગની સુધરાઇ હતી અને તેનો વહીવટ મે વહીવટદાર હસ્તક ચાલતો અને સરકાર તરફથી વસ્તી પ્રમાણે માણસ દીઠ ચારથી આઠ આના સુધીની ગ્રાન્ટ દર સાલ મળતી અને વિશેષ કામો માટે ખાસ વધારાની રકમ પણ મદદ તરીકે મળતી ગ્રાન્ટ શરૂમા માણસ દી૦ ચાર આના લેખે અપાતી પણ સન ૧૮૮૨ મા જે કસ્બામા એક હજાર કરતા વધારે વસ્તી હોય તેમને આ૦



નડિઆદના મ્યુનિસિપલ ઑફિસ

આના લેખે મળવા લાગી હતી. સને ૧૯૦૧માં મહેસાણા સુધરાઇને તે વખતની વસ્તી ૯૩૯૩ના હિસાબે સરકાર તરફથી રૂા. ૪૬૯૯ની ગ્રાન્ટ મળી હતી સને ૧૯૦૬માં તેને કેટલાક સભાસદ ચૂંટી કાઢવાનો હક મળ્યો; ત્યારે છ સભ્યો પ્રજા ચૂંટી મોકલતી અને છ સભ્યો સરકાર તરફથી નીમાતા. સને ૧૯૦૯–૧૦ (સં. ૧૯૬૬) થી જ વર્ગની સુધરાઇઓ 'વિશિષ્ટ પંચાયત' ગણાતી થઇ ત્યારે મહેસાણા સુધરાઇ 'વિશિષ્ટ પંચાયત' તરીકે ઓળખાવા લાગી સને ૧૯૧૧થી તેને તે વખતની વસ્તી ૧૦૧૪૧ના હિસાબે સરકાર તરફથી રૂા. ૬૨૭ની મદદ અપાતી હતી. તા. ૧–૮–૧૯એ મહેસાણા વિશિષ્ટ પંચાયતને ક્ષ વર્ગમાં મુકવામાં આવી. સને ૧૯૦૬ પછી કેટલાક વર્ષે સુધરાઇમાં પ્રજાકીય સભ્યોનુ પ્રમાણ વધારવામા આવ્યુ હતું ત્યારથી પ્રજા, ૮ સભ્યો પોતાનામાથી ચુંટી મોકલતી, જ્યારે સરકાર તરફથી ચાર સભ્યો પ્રજામાથી નીમાતા અને ચાર સભ્યો અમુક હોદ્દાવાળા સરકારી નોકરો રહેતા. પછી સને ૧૯૩૯માં કાયદો કરી પ્રમુખ અને બધાજ સભ્યો ચુંટવાનો હક પ્રજાને મળ્યો અને છેલ્લે તા. ૧–૮–૪૯થી આ સુધરાઈ મુંબઈ સરકારના બોમ્બે ડિસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ એક્ટને અનુસરી કામ કરતી થઇ છે

ઘણું કરી સને ૧૯૨૪ થી ૧૯૩૮ પર્યંત મહેસાણા સુધરાઇની હકુમત હેઠળના સુધરાઇ નિબંધ પ્રમાણેના ગુન્હાના કામો ચલાવવા વરિષ્ઠ ન્યાયાધીશી તરફથી ત્રણ ત્રણ વર્ષ માટે ત્રણ ત્રણ નાગરિકો 'મહેસાણા સુધરાઇ યુગલ ફોજદારી ન્યાયાધીશ' તરીકે નીમાતા અને તેઓ મેજીસ્ટ્રેટ કોર્ટમાં બેસીને ત્રણ પૈકી બેની હાજરી હોતાં કામ ચલાવતા તેમને માત્ર દંડ કરવાની સત્તા હતી અને રૂપિયા પચ્ચીસ સુધીનો દંડ તેઓ કરી શકતા, આ રીતે સુધરાઇના ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે, શ્રી. છગનલાલ હરિલાલ ભોજક, શ્રી રામદાસ રણછોડદાસ પટેલે, શ્રી હઠીસીંગ પુરષોતમ શાહે, સ્વ કેશવલાલ ગોરધનદાસ બારોટે અને સ્વ. હરિલાલ અમીરામ જાનીએ સેવા આપેલી છે

સને ૧૯૫૩માં મહેસાણા શહેરના છ ને બદલે સાત વોર્ડ અને ૨૧ બેઠકનું બંધારણ સરકારે જી. આર. નં. ઇ. એન. સી. ૧૯૫૩ (૬) તા ૧૨–૧૨–૧૯૫૩ થી મંજુર કરેલ હતું તેમાં દરેક વોર્ડમાંથી ત્રણ, ત્રણ એ રીતે કુલ ૨૧ સભ્યો ચુંટાય છે. એમાં એક સભ્ય શેડયુલકાસ્ટના હોય છે. અને બે અનામત જગાઓ સ્ત્રી સભ્યોની

હોય છે. શેડયુલકાસ્ટની બેઠક ત્રીજા વોર્ડમાં સ્થાયી રખાયેલી છે; જ્યારે એક સ્ત્રી બેઠક ચોથા, પાંચમા અને સાતમા વોર્ડ વચ્ચે અને બીજી સ્ત્રી બેઠક પહેલા, બીજા અને છઠ્ઠા વોર્ડ વચ્ચે ફરતી રહે છે. અને પ્રત્યેક ત્રણ વર્ષે થતી ચૂંટણી વખતે જે વોર્ડોમાં સ્ત્રી બેઠકના વારા આવે તેમાં એક સામાન્ય બેઠક ઓછી કરાય છે. આ રીતે કુલ ૨૧ સભ્યોનું બનેલ મ્યુ૦ બોર્ડ પોતાનામાંથી એક પ્રમુખ, એક ઉપ પ્રમુખ અને જુદાજુદા કાર્યો માટે જુદીજુદી સમિતિઓ અને તેના અધ્યક્ષ નીમે છે. જે સમગ્ર સભા અને પ્રમુખના નેતૃત્વ નીચે પોત પોતાની મર્યાદાના કામો કરે છે જ્યારે સમગ્ર સભા અપીલમાં આવેલાં તથા પોતાના હકમા સમાતા દરેક કાર્યોનો નિકાલ લાવે છે. બીજી તરફ મ્યુનિસિપલ કર્મચારીઓ જેમાં ચીફ ઓફિસર સાહેબ કે જેમની પોસ્ટ સને ૧૯૩૯-૪૦ થી શરૂ કરવામાં આવી છે. તેઓશ્રી તથા સેક્રેટરી મુખ્ય હોય છે તેઓ સરકાર અને સભ્યોના નિયમો અને ઠરાવો અનુસાર સોંપાયેલ કાર્યો અમુક મર્યાદામાં રહી સ્વતંત્રપણે કરે છે. અને હાથ હેઠળના માણસો પાસેથી કામ લે છે.

ખાસ કરી મહેસાણાની સાર્વજનિક સંસ્થાઓમાં, તેમની માગણીથી વા તેમને મ્યુ૦ એ આપેલી ગ્રાન્ટોના કારણે મ્યુ૦ પોતાનામાંથી એક સભ્યને તે સંસ્થાઓની સભામાં પ્રતિનિધિ તરીકે ભાગ લેવા મોકલી આપે છે. વળી સરકારે આપેલા અધિકાર અનુસાર મહેસાણા જિલ્લાની ચૌદ મ્યુનિસિપાલિટીઓનું ગ્રુપ ગમે તે ઉમેદવારને બોમ્બે સ્ટેટ કાઉન્સિલમાં સભાસદ તરીકે જવા મત આપી ચૂંટે છે.

જન્મ મરણની નોંધ, ગુમાસ્તાધારાનું નિયમન, લાઇટ, વોટરવર્કર્સ, અગ્નિ શાન્તિ, રસ્તા, શહેર સફાઇ વગેરે લોકોપયોગી કાર્યો કરે છે. અને તે માટે અમુક-વેરાઓ નાંખવા–લેવાની તેને સના છે.

મહેસાણા મ્યુનિસિપાલીટી તરફથી લોક સુખાકારી સારૂ પ્રથમ છંટકાવ તથા આગનાં કંઈજ સાધન ન હતાં પરંતુ આગ માટે નાનો હાથનો બંબો હતો અને તેથી આગના પ્રસંગે સારી કામગીરી થઇ શકતી ન હતી. તેથી સને ૧૯૪૮–૪૯માં આગ ઓલવવા સારૂ એક અધતન ઢબની મોટર ટ્રક લાવવામાં આવી છે અને તેનાથી આગ ઓલવવાની કામગીરી સારી રીતે બજાવે છે. આગની કામગીરી સફળ બનાવવા મ્યુ.માં નં. ૭૫ અને નો. ૧. ઉપર ૧૯ નંબરના ટેલિફોન લીધેલા છે.

પ્રથમ હરિજન કામદારો પુરતા પ્રમાણમા ન હતા અને હાલમાં ગટરો, જાજરૂ તથા રસ્તા સફાઇ માટે મ્યુનિસિપાલીટી તરફથી પૂરતા પ્રમાણમા માણસો રાખી સ્વચ્છતા રખાય તે બદલ સફળ પ્રયત્નો થઇ ગયા છે

રસ્તા છંટકાવ માટે મ્યુનિસિપાલીટીએ એક છટકાવની મોટર પણ રાખી છે અને રોજ મુખ્ય રસ્તા છટવાય તેવી ગોઠવણ કરવામા આવેલી છે.

ગામનું મેલું ગાડા મારફતે અને કચરો મોટરો મારફતે કચ ગની મોટી ડેપો ઉપર લઈ જવામા આવી તેનું ખાતર બનાવવા તજવીજ કરવામા આવે છે

**દીવાબત્તી :** પ્રથમ મ્યુનિસિપાલિટીની હદમા કેરોસીનના ગણ્યા ગાઠયા દીવા હતા. તે સને ૧૯૩૩–૩૪ મા ઇલેકટ્રીક કપની મહેસાણામા સ્થપાતા તેની સાથે કોન્ટ્રાકટ કરી દીવા ઇલેકટ્રીના કરવામા આવ્યા તે વખતે લગભગ ૧૯૦ દીવા હતા આજ લગભગ ૩૯૩ ઇલેકટ્રીક લાઇટ બધેજ નાખવામા આવી દીવાબત્તીની સગવડ પુરતા પ્રમાણમા આપવામા આવી છે તેમજ મોટા સેન્ટરોમા મરકયુરીના દીવા પણ મુકવામા આવ્યા છે

**રસ્તા :** આ કસ્બામા એકદર ૭ માઇલ ૫ ફર્લાંગ અને ૧૩૨ વારના રસ્તા છે તે પૈકી મ્યુનિસિપાલિટીએ લગભગ ૪ ફર્લાંગ ૨૦૫ વારના ડામર અને સીમેન્ટ કોક્રીટના રસ્તા કરેલા છે અને તેમા લગભગ રૂ ૬૫૦૦૦ જેટલો ખર્ચ કર્યો છે બીજા ર માઈલના પાકા મેટલ રો. છે અને બાકીના કાચા રસ્તા છે

**વોટર વર્કસ :** આ મ્યુનિસિપાલિટીનુ સને ૧૯૨૬મા સરકાર તરફથી વોટર વર્કસની યોજના થયેલી તે પાણી ખારવાળુ હતુ તેથી તે બદલ અનેક પ્રયત્નો આજ પર્યંત થયેલા છેવટે થોડા વરસોમા મ્યુનિસિપાલિટીએ વધતી જતી વસ્તી વિ ને પહોચી વળવા સાવરદી કુવા ઉપર નાના પપ મુકેલા અને તે રીતે ગામના ૧/૩ ભાગને તે પાણી અપાતુ તે પછી જુના બોરનુ પાણી ખારૂ હોઇ પાઇપો ખારથી ભરાતી હોઇ તે યોજના સાવરદી કુવા ઉપર કરવા ઠરાવી યોજનાનો એક પમ્પ મોટો લાવી મકાન કરાવી લગભગ ૨૨૦૦ ફુટ મોટી ૯" ડાયા મીટરની પાઇપ નાખી ગામના મોટા ભાગને પાણી પુરૂ પાડવા વ્યવસ્થા કરી અને એ રીતે આખા ગામને પુરતા પ્રમાણમા એટલે સરેરાસ

૨૨·૬ ગેલન પાણી દરરોજ માણસ દીઠ હાલમા અપાય છે. અને વળી વોટર વર્કર્સ મોટુ બનાવવા પુરી યોજના ઓવરહેડ ટાકી કરવા અને બીજી પાઇપ લાઇન બદલવા સારૂ સરકારમા મોકલી છે. અને આગળ વધારવા તજવીજ ચાલુ છે.

બગીચા : આ મ્યુનિસિપાલિટીને બગીચા માટે કોઇ જમીન મળતી ન હતી. અને બગીચાની સગવડ ન હતી તેથી સરકારમાથી સંને ૧૯૪૬ મા સરકાર તરફથી નવીન કારકુન ચાલ પાસે બગીચાની લગભગ ૧૩ વીઘા જમીન વળતરથી લેવાઇ, મ્યુનિસિપાલિટીને સોપવામા આવી. અને તેમા મ્યુનિસિપાલિટીએ બે માળી રાખી તેને સારો બનાવ્યો છે. અને તેમા રમતના સાધનો ગોઠવવામા આવ્યા છે. તેથી બાળકો તેનો સારા પ્રમાણમા લાભ લે છે વળી પીલાજીગજમા પણ એક નાનો બગીચો સ્ત્રીઓ તથા બાળકો માટે બનાવ્યો છે અને મ્યુનિસિપલ કચેરીની આજુબાજુ પણ શહેરના મધ્યમા બગીચો બનાવી લોકોની સુખાકારીમા વૃદ્ધિ કરી છે.

જાજરૂ : આ મ્યુનિસિપાલિટી હદમા ઘણા માણસો ખાનગી જાજરૂ રાખે છે. પરંતુ જેઓ જાજરૂ ન બાધી શકે તેવા માણસો માટે મ્યુનિસિપાલિટીએ લગભગ ૯૦ જાજરૂ ગામની ત્રણ બાજુ બાધેલા છે. અને દર વરસે વધી છેવટે બીજા ૨૦ જાજરૂ ચાલુ સાલે વધારેલા છે. તેમજ દશ મુતરડીઓ પણ મ્યુનિસિપાલિટીએ પાકી પાણી આખો દિવસ પડી ધોવાય તેવી યોજના વાળી લગભગ ૧૦ ગામમા જુદેજુદે સ્થળે બનાવી લોકોને સગવડ આપેલી છે.

ગટરો : આ કસ્બામા વોટર વર્કર્સ થયેલુ અને ગટરો કાચી કરવામા આવેલી હતી તેથી આખા ગામમા ગદકી થતી હતી અને તેથી લોક સુખાકારી માટે મ્યુનિસિપાલિટીએ જેમ જેમ નાણાકીય સવડ થતી ગઇ તેમ તેમ ખુલ્લી ગટરો બે વર્ષથી શરૂ કરી આખા ગામમા લગભગ કરાવી છે. અને એ રીતે લોક સુખાકારી અને સ્વચ્છતા માટે સવડ પુરી પાડી શકી છે

આ મ્યુનિસિપાલિટીનુ ઉત્પન્ન સને ૧૯૪૮–૪૯ મા રૂા. ૧૨૯૩૦૨–૧૦–૫ અને ખર્ચ રૂા. ૧૨૫૯૧૦–૫–૭ હતુ જે મ્યુનિસિપાલિટીઓને વડોદરા રાજ્યનું તા. ૧–૮–૧૯૪૯ થી વિલીનીકરણ થવાથી આખો ડીસ્ટ્રીકટ મ્યુનિસિપલ એકટ ૧૯૦૧ નો અમલમા આવવાથી સરકાર તરફથી તમામ જાતના જુદાજુદા કર નાખવા ફરજ

પાડવાથી અને કર વધારવા દબાણ કરવાથી નવીન કાયદા અન્વયે ખર્ચને પહોંચી વળવા ઉત્પન્ન વધારવા તજવીજ થયેલી અને તેથી સને ૧૯૫૫-૫૬માં એકંદર ઉત્પન્ન રૂ. ૩૭૩૯૦૭ આવેલ અને ખર્ચ રૂા ૩૩૦૫૫૮ થયું હતું. અને એ રીતે દિન પ્રતિદિન મ્યુનિસિપાલિટીએ બીજી સુખ સગવડો સાથે જમા તથા ખર્ચ વધારેલ અને એ રીતે લોક સુખાકારી અને સગવડો માટે બનતા તમામ પ્રયત્નો કરેલા છે.

આ મ્યુનિસિપાલિટી તરફથી મહેસાણા છગનલાલ પીતામ્બરદાસ સાર્વજનિક પુસ્તકાલય, મહેસાણા સાર્વજનિક બાલમંદિર તથા મહેસાણા સીવીલ હોસ્પીટલને વાર્ષિક ફાળો આપવામાં આવે છે. અને એ રીતે સામાજિક સેવા કરે છે.

એ રીતે મહેસાણા મ્યુનિસિપાલિટીએ લોક સુખકારી જળવાઈ અને તેટલી સગવડો આપવા દિન પ્રતિદિન પ્રગતિ કરી છે

મહેસાણા મ્યુનિસિપાલિટીની સ્થિતિ દર્શક કોઠા :

| સને ૧૯૧૦ થી ૧૯૨૦ | |
|---|---|
| સરાસરી વાર્ષિક ઉત્પન્ન | સરાસરી વાર્ષિક ખર્ચ |
| ૯૮૦૨ | ૬૪૦૨ |

| સને ૧૯૪૧ | | | |
|---|---|---|---|
| કસ્બાની વસ્તી | ઘરો | ઉપજ રૂ. | ખરચ રૂ |
| ૧૬૯૮૬ | ૪૪૭૧ | ૫૨૫૦૦ | ૫૫૩૦૦ |

| સને ૧૯૨૧ | | | |
|---|---|---|---|
| કસ્બાની વસ્તી | ઘરો | ઉપજ આશરે રૂપિયા | ખરચ આશરે રૂપિયા |
| ૧૧૮૮૮ | ૩૩૧૭ | ૨૬૫૦૦ | ૧૩૫૦૦ |

| સને ૧૯૪૪/૪૫ | | |
|---|---|---|
| વસ્તી | કરવેરાની આવક | માથાદીઠ વેરો |
| ૧૫૮૭૪ | ૫૨૮૧૩ | ૩-૪-૯ |

| સને ૧૯૩૧ | | | |
|---|---|---|---|
| વસ્તી | ઘરો | ઉપજ રૂ. | ખરચ રૂ |
| ૧૨૯૭૮ | ૪૪૮૮ | ૩૮૭૮૬ | ૪૯૦૬૨ |

| સને ૧૯૫૧-૫૨ | | | |
|---|---|---|---|
| વસ્તી | ઘરો | ઉપજ રૂ. | ખરચ રૂ. |
| ૨૨૮૦૪ | ૭૭૬૪ | ૧૮૩૬૫૫ | ૧૮૧૧૩૭ |

| સને ૧૯૫૫-૫૬ | | | |
|---|---|---|---|
| વસ્તી | ઘરો | આવક | ખર્ચ |
| ૨૨૮૦૪ | ૭૭૧૮ | ૩૭૩૯૦૭ | ૩૩૦૫૫૮ |

**મહેસાણા જિલ્લા લોકલ બોર્ડ:** સં. ૧૯૬૨માં 'પ્રાન્ત પંચાયત' ના નામે સ્થપાયેલ છે. જે હવે તા. ૧-૮-૪૯થી 'જિલ્લા લોકલ બોર્ડ' ના નામે ઓળખાય છે. સુધરાઇની સ્થળ સીમા બહારના સ્થાનિક જરૂરીયાતના કામો માટે આ સંસ્થા સ્થપાયેલી છે. અને તેનું તંત્ર તેવા સ્થળોમા રહેતા વા જગા ધરાવતા ચુંટાયેલા માણુસો સંભાળે છે.

**સહકારી મંડળીઓ :** (૧) દયારામ ઘરો બાંધનારી સહકારી મંડળી લી. (૨) મહેસાણા તાલુકા વિકાસ મંડળ લી૦ (૩ મહેસાણા તાલુકા વણુકર પ્રગતિ મંડળ લી૦ (૪) મહેસાણા તાલુકા ખરીદ વેચાણ સંઘ લી૦ (૫) મહેસાણા તાલુકા મજુર સહકારી મંડળી લી૦ (૬) મહેસાણા તાલુકા કો-ઓપરેટીવ સુપરવાઈઝીંગ યુનીયન લી૦ (૭ મહેસાણા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંક લી૦ મહેસાણાના નોકરોની સહકારી મંડળી લી૦ (૮) મહેસાણા જિલ્લા કેળવણી ખાતાના નોકરોની શરાફી સહકારી મંડળી લી૦ (૯) મહેસાણા જિલ્લા ખાદી ગ્રામોદ્યોગ સહકારી મંડળી લી૦ (૧૦) મહેસાણા જિલ્લાના સહકારી નોકરોની માલ પુરો પાડનારી સહકારી મંડળી લી૦ (કેન્ટીન) (૧૧) મહેસાણા જિલ્લા ઔદ્યોગીક સહકારી મંડળી લી૦ મહેસાણા (૧૨) મહેસાણા જિલ્લા સહકારી બોર્ડ લી૦ અત્રે આવેલી છે. સિવાય એક મહેસાણા વિવિધ કાર્યકારી સહકારી મંડળી લી૦ પણ અત્રે આવેલી છે. આ સહકારી મંડળીઓમાં મહેસાણા જિલ્લા સહકારી બોર્ડ લી૦ એ વિવિધ સહકારી મંડળીઓનું એક જુથ છે. તેમા મંડળીઓ ઉપરાત વ્યકિત પણ વાર્ષિક રૂા. ૩) આપી-સભ્ય થઇ શકે છે

## ૨૩ જોવા લાયક સ્થળો તથા વિહાર સ્થાનો

**રાજમહેલ :** ઘણું કરી શ્રીમંત મયાજીરાવ (ત્રીજા) ના પુત્ર શ્રીમંત ફતેસિંહરાવના નિવાસ માટે, સં. ૧૯૫૬ ના દુષ્કાળના સમયમાં ગરીબોને રોજી આપવાના ઉદ્દેશે તૈયાર કરાવેલો છે. પાછળથી તેનો રાજમહેલ તરીકે ઉપયોગ ન થતાં તેમાં સ્થાનિક કચેરીઓ બેસાડવામાં

